# પથિકના પત્રો

(ગુચ્છ - ત્રીજો)

[ જિજ્ઞાસુઓને અને સાધકોને ]

લેખક

અંબાલાલ પુરાણી

●

ઉચ્ચ જીવનનો પંથ ગ્રહણ કરવા માટે જાતના ઉપર ઘણી જ કડકાશ કરવાની, ખૂબ આત્મ-નિયંત્રણ કરવાની અને જરા પણ દયા નહિ જ ખાવાની ટેવ કેળવવી જ પડે છે. એ કેળવ્યા છતાં પણ તેને સતત જાગ્રત રાખવી એ વળી વધારે વિકટ કાર્ય છે. પરંતુ તેના વિના કોઈ પણ માનવ સાચી ઉન્નતિ સાધી શક્યો નથી.

પ્રકાશક

શ્રી અરવિંદ કાર્યાલય · આણંદ

# પથિકના પત્રો

## ( ગુચ્છ · ત્રીજો )

[ જિજ્ઞાસુઓને અને સાધકોને ]


લેખક

અંબાલાલ પુરાણી


•

ઉચ્ચ જીવનનો પંથ ગ્રહણ કરવા માટે જાતના ઉપર ઘણી જ કઠણાશ કરવાની, ખૂબ આત્મ-નિયંત્રણ કરવાની અને જરા પણ દયા નહિ જ ખાવાની ટેવ કેળવવી જ પડે છે. એ કેળવ્યા છતાં પણ તેને સતત જાગ્રત રાખવી એ વળી વધારે વિકટ કાર્ય છે. પરંતુ તેના વિના કોઈ પણ માનવ સાચી ઉન્નતિ સાધી શક્યો નથી.

અંબુભાઇ

•


પ્રકાશક

શ્રી અરવિંદ કાર્યાલય · આણંદ

— अथातो ब्रह्म जिज्ञासा —

જીવનના અંતિમ હેતુની શોધ
કરવાની જેમને જિજ્ઞાસા થઈ
છે એવા સત્યકામ બંધુઓને -

# પ્રકાશકની નોંધ



શ્રી. અંબાલાલ પુરાણીએ વિદ્યાર્થી-મિત્રોને અને કાર્યકર્ત્તા સાથીઓને લખેલા પત્રોમાંના કેટલાક પત્રોના બે નાનકડા સંગ્રહો ગુજરાત સમક્ષ રજૂ થઈ ચૂકેલા છે. ગુજરાતમાં પત્રસાહિત્ય નહિ જેવું જ છે. શ્રી. પુરાણીની આધ્યાત્મિક વિચારસરણીથી લખાયેલા આ પત્રો ઘણા વિદ્યાર્થીઓને પસંદ પડ્યા છે. સાધના કરવાને ઇચ્છતા અને સાધનામાં થોડેવત્તે અંશે પ્રવેશ પામેલા મિત્રોએ શ્રી. પુરાણીને અનેક પત્રો લખેલા છે. અનેક પ્રકારની મુશ્કેલીઓ, શંકાઓ, અભિપ્રાયો તેમાં રજૂ કરવામાં આવેલાં. તેના જવાબરૂપે જે પત્રો લખાયેલા તેમાંના કેટલાક અહીં ત્રીજા ગુચ્છમાં મૂકવામાં આવ્યા છે. સંયમી અને સંસ્કારી થવાને મથતા, સાધનામંદિરમાં પ્રવેશવાનાં સ્વપ્નાં સેવતા, તેમ જ સાધનામાં પ્રવેશ પામી ચૂકેલા ગુજરાતના યુવકો અને મોટેરાઓને

આ સંગ્રહ ખૂબ જ દિશાસૂચક થશે એવી શ્રદ્ધા છે. ગુજરાત સામાન્યરીતે વેપાર-પ્રધાન છે. છતાં ઘણા પૂર્વજન્મના સંસ્કારીઓ સાધના કરવાને અંતરમાંથી પ્રેરાય છે. યોગ્ય દિશાસૂચનને અભાવે તેમને અનેક મુશ્કેલીઓ નડે છે. એક બાજુએ જૂના અને નવા પ્રચલિત સાધનમાર્ગો પોતપોતાની સાધનપ્રણાલી દર્શાવે છે; બીજી બાજુએ અત્યારની વધુ પડતી બુદ્ધિપ્રધાન અને શ્રદ્ધાવિહીન મનોદશા તમામ સાધનાને અવહેવારૂ ગણી હસી કાઢે છે. તેવે સમયે પૂર્વ અને પશ્ચિમ-નો સમન્વય, સમગ્રજીવનનું રૂપાંતર કરી, ભાગવત જીવન જીવવાનો આદર્શ રજૂ કરતો શ્રીઅરવિંદનો સાધનમાર્ગ, માનવજીવનના વિકાસમાં એક નવું જ વિકાસનું ક્ષેત્ર રજૂ કરે છે, નવી જ શક્તિનું સર્જન કરે છે. એ દિવ્યમાર્ગની સમજૂતીના દ્વારરૂપ આ સંગ્રહ ગુજરાતના જિજ્ઞાસુઓ અને સાધકોને ખૂબ જ ઉપયોગી થશે. ભવિષ્યમાં, હજુ અપ્રકટ રહેલા પત્રોનો ચોથો સંગ્રહ પ્રસિદ્ધ કરવા ઉમેદ છે. રાજકાજ, રચનાત્મક કાર્યની દિશા, શિક્ષણ, હિન્દુ-મુસલમાન ઐક્ય, કુટુંબ ને સમાજ, વૈદક વગેરે પ્રશ્નોની આધ્યાત્મિક દૃષ્ટિથી ચર્ચા કરતા પત્રો એ સંગ્રહમાં મૂકવા ધારણા છે.

ચારેક પત્રો સિવાયના બધા જ પત્રો 'શ્રીઅરવિંદ આશ્રમ, પોંડિચેરી'થી લખાયેલા છે, એટલે વારંવાર પુનરુક્તિ ન કરવા ખાતર મથાળેથી એ વિગત તેમ જ છેડેથી 'લિ. અંબાલાલ પુરાણી' વગેરે શબ્દો આ સંગ્રહમાંથી કાઢી નાખ-વામાં આવ્યા છે. દરેક પત્રને અંતે લખ્યા-તારીખ નાખી છે.

તા. ૧૬ : ૭ : '૩૯ **પ્રકાશક**

# નિવેદન



**જંગલમાં** વસતી જાતોને ઘડિયાળ આશ્ચર્ય તરીકે જણાય છે. અજાણી વસ્તુના પ્રત્યે તેઓ આશ્ચર્ય, અહોભાવ અને કુતૂહલથી જુવે છે. યંત્રના નિયમો જાણનાર કારીગર ઘડિયાળની રચનાને જાણે અને તે બંધ પડે તો તેને સુધારી પણ શકે.

પરંતુ ઘડિયાળની ગતિનો હેતુ એ બેમાંથી એકેય ન જાણે કે ન સમજે એ તદ્દન શક્ય છે. પહેલાને મન તે આશ્ચર્ય અને બીજાને મન તે એક રમકડું હોઈ શકે.

પરંતુ કાળનું માપ જાણવાનું સાધન ઘડિયાળ છે એટલે આપણે તેનાવડે સમયની ગતિ પણ જાણી શકીએ એવું તો તે જાણી શકે જે ઘડિયાળની ગતિ સિવાય બીજો હેતુ છે એવું સ્વીકારે.

વિશ્વનો અને જીવનનો એવો હેતુ છે એમ સ્વીકારવું અને તેની શોધ કરવી એનું નામ જિજ્ઞાસા. બધા માણસોને જિજ્ઞાસા થાય છે એવું નથી. માટે જ બાદરાયણના બ્રહ્મસૂત્રમાં જિજ્ઞાસાને બ્રહ્મજ્ઞાનના પ્રથમ અધિકાર તરીકે ગણેલ છે.

આત્મવિકાસ, ચેતનાનો વિકાસ, માનવ ઘણી રીતે સાધે છે. જીવનની ખેંચતાણમાં પણ એ વિકાસ આપોઆપ સધાય એ સંભવિત છે. પરંતુ જ્યાં સુધી એ વિકાસ સચેતનપણે સાધવા માટે પ્રયત્ન કરવામાં આવતો નથી ત્યાં સુધી તેને જિજ્ઞાસા કહેવામાં આવતી નથી.

જુદી જુદી પ્રકૃતિના, જુદી જુદી વિકાસ ભૂમિકાવાળા અને જુદી જુદી પરિસ્થિતિમાં મૂકાયલા જુદા જુદા પ્રશ્નો

ઉકેલવા મથતાં જિજ્ઞાસુ બંધુઓને લખાયેલા પત્રોનો આ સંગ્રહ પણ ભાઇ મૂળજીભાઇ તલાટી અને અન્ય બંધુઓના પ્રયત્નને લીધે જ પ્રકટ થઇ શકે છે. મૂળ પત્રોમાંથી જે ભાગો તદ્દન અંગત હતા, તે બાતલ કરવામાં આવ્યા છે. વળી જે ભાગો અંગત ન હોવા છતાં સામાન્ય વાચકને લાભદાયક ન જણાયા તે પણ મૂકી દીધા છે. ઉપરાંત કેટલાક સુધારાવધારા પણ કરવામાં આવ્યા છે. આમ આ પત્રો મૂળના રૂપમાં વગર ફેરફારે રજૂ થતા નથી.

વળી, આ પત્રો માટે પણ મારે વાચકની ક્ષમા માગવાની રહે છે તે એમાંના પુનરાવર્તન માટે. એને માટે હું એટલું જ કહી શકું કે જુદી જુદી વ્યક્તિઓને લખાયેલા આ પત્રોમાં કેટલીક બાબતો સામાન્ય હોવાથી સર્વને લખવામાં આવી છે. આથી સામાન્ય વાચકને હાનિ નથી પરંતુ કદાચ લાભ થવાનો સંભવ છે એમ મને લાગે છે.

વળી, યોગસાધનાની પ્રાથમિક પ્રક્રિયાઓ વિષે પણ સામાન્ય વાચકને કાંઇક નિશ્ચિત ખ્યાલ આ પત્રોના વાચનથી આવશે એવી આશા છે. માનસશાસ્ત્રનું સામાન્ય જ્ઞાન પણ કદાચ પત્રો વાંચનારને મળે એ સંભવિત છે.

આ પત્રો પ્રકટ કરવામાં સહાય કરનાર બંધુઓનો આભાર માનું છું.

જિજ્ઞાસુ બંધુઓને આ પત્રસંગ્રહ થોડો ઘણો પણ લાભદાયક નીવડશે તો એ પ્રકટ કરવાનો શ્રમ સફળ થયલો માનીશ.

**શ્રીઅરવિંદ આશ્રમ,**<br>**પોંડેચેરી,** તા. ૧૫ : ૧૦ : ૩૯

**અંબાલાલ પુરાણી**

પ્રિય ભાઈ,

**આ** જ નો પત્ર લખતાં એક વાત બરાબર ધ્યાનમાં રાખવાની જરૂર છે. તે એ કે તમે તમારા પત્રમાં લખો છો કે હું બતાવું તે પ્રમાણે કરવા તમે તૈયાર છો. પરંતુ આધ્યાત્મિક પ્રગતિ કરાવવાની જવાબદારી એક શિક્ષકની કે એક અધ્યાપકની જવાબદારી કરતાં તદ્દન જુદા જ પ્રકારની છે. એવી જવાબદારી લેવાનું સાહસ હું ખેડવા તૈયાર નથી. પરંતુ જેના ઉપર આપણને શ્રદ્ધા હોય તેની સહાયવડે આપણને આધ્યાત્મિક ઉન્નતિમાં મદદ જરૂર થાય. એમાં પણ આપણે જેટલે અંશે વિના સંકોચ વિશ્વાસ મૂકી શકીએ તેટલો આપણને જ લાભ છે. વળી, બન્ને બાજુ સહૃદયતા હોય તો ઉન્નતિ પ્રત્યેના પ્રયત્નો ઊંધી દિશામાં જવાનો ભય ન જેવો જ ગણાય. અપૂર્ણ ગુરુનાં શિષ્યો કેટલીક વાર અસાધારણ આધ્યાત્મિક ઉન્નતિ સર કરે છે ( ઉ. ત. સ્વામી રામતીર્થ ) તે ગુરુની અંદર રહેલા ભગવાનના ઉપરની તેમની દૃઢ શ્રદ્ધાને લઇને.

જે માર્ગ તમે અત્યારે ગ્રહણ કરવાની તીવ્ર ઇચ્છા દર્શાવો છો તે માર્ગ અત્યંત કઠિન છતાં અતિશય આકર્ષક છે. આ વાત વિરોધના જેવી લાગે છે છતાં પણ સત્ય છે. એ માર્ગમાં ઇચ્છા થઇ એટલે ગતિ થઇ એવું નથી. આપણે યાદ રાખવાનું છે કે અનેક જન્મના સંસ્કારો આ કાર્યની આડે આવી પડે છે, અને તે બધાને દૂર કરવાના હોય છે. અમુક વૃત્તિઓ પણ બંધાયલી હોય છે. તેને પણ નિરીક્ષણ-પૂર્વક જોઇ, ત્યાગવા લાયકને છોડવી પડે છે. કેટલાકના જીવનમાં આધ્યાત્મિક જીવન તરફ માત્ર વૃત્તિ જાગ્રત થાય છે; પણ તે એટલેથી જ અટકી જાય છે. તેવા લોકો આધ્યા-ત્મિક વિષયનું વાંચન – મનન, સત્સંગ, ભજન, પૂજન વગેરે કર્યા કરે છે; પણ આગળ જઇ શકતા નથી. કેટલાક લોકો આગળ જવા માંડે છે અને પડે છે. પડીને આગળ જાય છે. તેમનું જીવન એવા પ્રયત્નમાં જ જાય છે. કેટલાક લોકો તે માર્ગમાં દાખલ થાય છે, થોડી પ્રગતિ પણ કરે છે. પછી ત્યાં જ અટકી જાય છે, આગળ જઇ શકતા નથી. આ પ્રમાણે મોટા ભાગના લોકોનું ભવિષ્ય હોય છે. પોતે ક્યાં છીએ તે જાણી પણ ન શકીએ એવી વર્તમાન ગોટાળાવાળી સ્થિતિમાં આધ્યામિકતા પ્રત્યે ઝંપલાવવાથી વધારે અર્થ સરે નહિ એમ તો મને લાગે છે. માટે આ વાત તમારે ઘણી જ લક્ષપૂર્વક ધ્યાનમાં લેવી. આપણે બધા કાંઇ રામકૃષ્ણ, કબીર કે ચૈતન્ય નથી. થવાના હોઇશું તો પણ એવી અહં-કારની ભાવના તો આપણને પાછા જ પાડશે. માટે એકદમ કોઇ પણ પગલું ભરી દેવું નહિ યા તો લાગણીના પૂરમાં

તણાઈ જવું નહિ. ધીરજ એ યોગનો એક મોટામાં મોટો સહાયક છે. શ્રીઅરવિંદે ચાર વસ્તુઓ સિદ્ધિને માટે જરૂરની કહી છે : (૧) શાસ્ત્ર, (૨) ઉત્સાહ, (૩) ગુરુ અને (૪) કાળ.

(૧) શાસ્ત્રનો કાંઈક પરિચય હોય તો તેથી આરંભમાં લાભ થાય છે. શાસ્ત્ર એટલે આપણે જ્યાં ઊભા હોઈએ તે સ્થિતિને અનુકૂળ અને તેનાથી આગળ જવાને આપણને પ્રેરે તેવું વાંચન.

(૨) ઉત્સાહ તો તમારામાં દેખાય છે. તાત્કાલિક કે ચિર-સ્થાયી — ગમે તેવો હો પણ સાધનાના કાર્ય માટે — માણસમાં ઘણો ઉત્સાહ જોઈએ છે એમાં જરા પણ સંશય નથી.

(૩) ગુરુ તો આ યોગ પ્રમાણે ઈશ્વર પોતે જ છે. જ્ઞાન-રૂપે શાસ્ત્ર પણ તે જ છે. અને (૪) કાળ – સમય : અનેક જન્મો સુધી પણ વાટ જોવાની ધીરજ હોય તે જ યોગને પામી શકે. ઉપનિષદમાં તો ખરા આધ્યાત્મિક પુરુષને હમેશાં ધીરાઃ એવું જ વિશેષણ લગાડવામાં આવે છે.

હવે તમારા કાગળ પર આવીશ. તમે "Objects of Yoga" નામનું પુસ્તક વાંચીને અત્યાર સુધી કરતા હતા તે બધું જ નકામું, નિરર્થક ધાર્યું એ પણ તદ્દન ખરું નથી. એ બધું યે થોડું ઘણું કરી જોવાથી નુકસાન નથી. તેનાથી પણ એકાગ્રતા વગેરે આવી જાય છે. વારુ, ધારો કે તેમ નહિ તો પણ એનાં એ જ કર્મો ફળેચ્છા રહિત બની કરીએ તો તે પણ શ્રીઅરવિંદના યોગમાં ન આવે ? શરુઆતને માટે મને લાગે છે કે એમાંની કેટલીક વસ્તુઓ કરવાથી નુકસાન તો નથી જ.

આત્મસમર્પણની શરૂઆતની વાત કરો છો પરંતુ તે પણ બરાબર થવું અત્યંત મુશ્કેલ છે. માટે પહેલાં તો ફળની ઇચ્છા રહિત થઇને કાર્યો કરવામાં જ લક્ષ રાખશો તે ઠીક છે. કાર્યમાં કુશળતા, વ્યવસ્થા, એકાગ્રતા, તન્મયતા વગેરે આવતાં, પછી સમર્પણ કરતાં ફાવશે. નહિ તો સમર્પણ કરવા જતાં કાર્યમાં શિથિલતા, અવ્યવસ્થા અને અકુશળતા આવી જશે, તો પછી તે કાર્યો સમર્પણ કરવાને લાયક કેવી રીતે ગણાય?

પ્રભુને અર્પણ કરેલી વસ્તુ અહંતાપૂર્વક ન જ વાપરી શકાય. એ તો વિશ્વવ્યાપી શક્તિ જ પરમાત્માને આહૃતિ આપી રહેલી છે. ઇશોપનિષદમાં કહ્યું છે, "तेन त्यक्तेन भुञ्जीथाः।" "અહંતાથી જે ગ્રહણ કરો છો તેનો ત્યાગ કરવાથી તેનું સત્ય સ્વરૂપ ભોગવી શકાશે."

જરૂરથી તમને જે ભાર હલકો લાગ્યો એ જ એક સારી નિશાની છે. પણ તે થોડા વખત માટે જ. જ્યારે એ વાતનો અભ્યાસ પૂરો થશે ત્યારે તમને દરેક ક્ષણે તમે નવા જ જન્મ્યા છો એવી લાગણી થયા કરશે. એ ભાવ સ્થાયી રહેવો ઘણો મુશ્કેલ છે. તે પણ થઇ શકે છે ખરો. ત્યાર પછી તમે જે ડગલાં ચાલશો તે પણ બધાં અર્પણ થતાં રહેશે અને દરેક ડગલે જાણે તમે નવું જ કાર્ય કરો છો એમ લાગશે. પહેલાંના કાર્યનો થાક, ભાર કાંઇ જ જણાશે નહિ. એ વાત ફળની ઇચ્છા રહિત થઇને કર્મો કરવાથી પણ ધીમે ધીમે સધાય છે. બધું ધીમે ધીમે થઇ રહેશે.

વિચાર જે થાય છે તે આપણી અહંપ્રધાન ચેતનામાં થાય છે. છતાં તેને પણ દૈવી પ્રકૃતિની સંમતિ હોય છે.

અને જે માર્ગ વ્યક્તિને માટે જરૂરનો હોય છે તે જ માર્ગે તે દિવ્યશક્તિ લઇ જાય છે. એટલે માર્ગમાં પડી જવાય તો આગળ જતાં માલૂમ પડશે કે તે પ્રમાણે પડી જવાની જરૂર જ હતી. અલબત્ત, આવી શ્રદ્ધા રાખીને માણસે પોતાની નિર્બળતાને ઢાંકવાની નથી; પણ તે બધી વાસનાઓને પોતાનાથી દૂર ફેંકી દઇ પોતે તેનાથી કેટલો શુદ્ધ છે તે જોવાની ટેવ પાડવી જોઇએ તેણે તે કર્મો પણ પ્રભુને અર્પણ કરવાં જરૂરનાં છે. પશ્ચાત્તાપ પછી – બને તો પ્રાયશ્ચિત્ત પછી,– તે કર્મો અર્પણ કરવાં; અને તે પશ્ચાત્તાપ અને પ્રાયશ્ચિત્ત સાથે અર્પણ કરવાં.

અલબત્ત, આ જ રસ્તે જતાં આગળ એની મેળે બાકીનું જણાશે.

આપણે બધા ગંભીર ( Serious ) થઇએ છીએ તેનાં અનેક કારણો છે. કેટલીક વાર તેનું કારણ ૧. સાત્વિક અહંતા હોય છે, જે આપણને આપણી મહત્તાનું ભાન કરાવી આનંદથી વિમુખ કરી મૂકે છે. ૨. કોઇક વાર અત્યંત આંતરવૃત્તિ થવાને લીધે પણ માણસ ગંભીર થઇ જાય છે. એટલે કોઈ પણ વાત કરતાં તેની દૃષ્ટિ આંતરમાં જતી રહે છે. આને પણ એક પ્રકારની મર્યાદા જ કહી શકાય — કારણકે આંતરદૃષ્ટિને જ બધું શા માટે દેખાવું જોઇએ ? બહાર પણ તે જ વસ્તુ શા માટે ન જોવી ? બધે જ પ્રભુને જોવાથી જરૂર આનંદ મળે છે. તો પણ આ મર્યાદા ઘણા સાધકોમાં (મારામાં પણ) આવે છે. ૩. પોતાના દોષો જ પોતાની દૃષ્ટિએ વધારે ચઢ્યા કરતા હોય તો પણ માણસ ગંભીર રહ્યા કરે છે.

લોકો ઈશ્વર ઉપર વિશ્વાસ નથી રાખતા એ પણ ઈશ્વરનું જ એક કાર્ય કહીએ તો ખોટું નથી. જ્યાં સુધી એવી અપૂર્વ શ્રદ્ધા ન આવે ત્યાં સુધી આપણી અહંતા જ આપણને માર્ગ બતાવી શકે, દિવ્ય શક્તિ નહિ.

લીધેલો માર્ગ બરાબર છે. પ્રકૃતિથી ગભરાવાનું કારણ નથી. તે પણ તેની જ શક્તિ છે. અગ્નિની દાહિકા શક્તિ પેઠે તે જડ દેખાય છે; પણ તેનાં કાર્યો પાછળ તે બ્રહ્મનું જ બળ – તપસ્ અને અનુમતિ રહેલી જ હોય છે. બે પ્રકારની પ્રકૃતિ છે. (૧) અવિદ્યારૂપ: જે વ્યક્તિને અહંતાયુક્ત બનાવી ઈંદ્રિયો પ્રતિ વાળે છે; અને (૨) દૈવી: જે પ્રભુની ઈચ્છા પ્રમાણે જગતમાં વર્તે છે.

આ બધું જુદું છે એમ લાગે છે તથા ઈશ્વરનું છે તો પછી અહીં અત્યારે આપણે અમુક સંજોગોમાં ક્યાંથી આવી પડ્યા? એની ઈચ્છા સિવાય આટલે પણ ક્યાંથી અવાય? અને તેથી જ જે આવ્યું છે તે તેનું કાર્ય છે, માટે બરાબર કરવાનું છે. આપણામાં જે શક્તિ છે તે પણ તેની જ છે. દેશોદ્ધાર પણ તેની જ પૂજા છે. મોન્ટીસોરી વર્ગનાં બાળકોની સંભાળ એ પ્રભુપૂજા નથી? તેને એક આદર્શ સંસ્થા બનાવવી એ તેનું મંદિર બાંધવાનું કાર્ય નથી? ત્યાં જ તેને જુઓ, અંતરમાં જુઓ, ઘરમાં જુઓ. પછી તે બહાર દેખાશે. બીજું કામ હશે તો તે પણ જણાશે. પણ હમણાં તો કેટલાંક વર્ષ અહીં જ કરી જુઓ. પછીની વાત પછી.

કુટુંબ કે દેશની સેવા જેને કહેવાય છે તે જ પ્રભુસેવા થઈ જશે. અને જેને પોટલું માનો છો તે પોટલું જ નહિ જણાય. એ ભાવના જ જૂઠી છે. જગતમાં કાર્યનું વહેવું એ

તો દૈવી દૂતનું જીવન ગાળી જગતને પાવન કરવાનું છે. એ તો પ્રભુને તેની વિવિધતામાં મેળવવાની ક્રિયા છે. તેનાથી દૂર આપણને પ્રભુ ક્યાંથી મળશે? એ પણ પ્રભુનું જ કાર્ય છે. આપણું પોટલું આપણે ક્યાંથી ફેંકી દઇએ ? એણે પોતાના ખરડા ઉપર આખા વિશ્વનો ભાર લીધો છે અને તે આનંદપૂર્વક લીધો છે.આપણે પણ તે જાણી શકીશું ત્યારે આપણું પોટલું બોજા-રૂપે નહિ પરંતુ અમૂલ્ય પ્રેમની ભેટરૂપે કીમતી ખજાનારૂપે — પ્રભુની બક્ષિસરૂપે — જણાશે. અને તેણે સોંપેલા કાર્ય રૂપે કરતાં કરતાં જ આપણે કર્મ યોગની સિદ્ધિ મેળવીશું.

ધીરજ:, ધીરજ એ એક મહાન સહાય છે. માટે ધીમે ધીમે, ઉત્સાહથી, બળપૂર્વક, અને નિશ્ચયથી આગળ વધવાને તૈયાર થવામાં કાંઇ ખોટું નથી.

**અમદાવાદ** • ઈ. સ. ૧૯૨•

*

[ ૨ ]

**પ્રિય ભાઈ,**

**કા**ગળ મળ્યો. વાંચી ઘણો આનંદ થયો. તમારી શંકાઓનું બને ત્યાં સુધી નિવારણ કરવા જરા પણ વાંધો નથી. તો પણ બીજો માણસ આપણી અંતઃસ્થિતિ ક્યાં સુધી

આવેલી છે તે બરાબર જાણી શકતો નથી. તેને માટે ઘણી ઉચ્ચ સ્થિતિ મેળવવી જોઇએ.

કર્મો અર્પણ કરતા પહેલાં બની શકે તો ફળની ઇચ્છા રહિત થઇને કર્મો કરવાનો અભ્યાસ પાડવો. ઘણા માણસો ફળની ઇચ્છાનો ત્યાગ કરવો એટલે હેતુ કે લક્ષ્યનો ત્યાગ કરવો એવું ભૂલથી માને છે. આપણાં દરેક કર્મમાં ચોક્કસ હેતુ તો હોવો જ જોઇએ. તે સિવાય તો આપણે જે કાંઇ પણ કરીએ તે બધું વ્યર્થ જ જાય. એક નદીનાં પાણીને અટકાવવા માટે બંધ બાંધ્યા છે, અને તે બંધમાં કાણું પડે તો આપણે ગમે ત્યાં લોચા મારવાથી પાણી બંધ થાય જ નહિ. આપણો હેતુ વહી જતું પાણી અટકાવવાનો છે તો તે પ્રમાણેના જ ઉપાયો યોજવાથી આપણે કાર્યસિદ્ધિ પ્રાપ્ત કરી શકીએ. છતાં પણ પાણીનું દબાણ ઘણું હોવાને લીધે કે બીજા કોઇ પણ કારણથી તે – આપણો હેતુ – સિદ્ધ ન થાય તો આપણે તેનાથી લેપાવું નહિ. એવો ગીતાના યોગનો આશય છે. એટલે પ્રત્યેક કર્મ આપણે ફળની ઇચ્છા વિના કરવાનો પ્રયત્ન કરવો. ત્યારપછી કર્મો અર્પણ કરવાનો અભ્યાસ લેવો.

હવે તમને કર્મ મિથ્યાચાર જેવું લાગે છે તે પણ વાત ખરી છે. પણ જરા વધારે વિચાર કરતાં જણાશે કે તે મિથ્યાચાર નથી. દૃઢ નિશ્ચય કરવા છતાં આપણો એકાદ નિશ્ચય ભાંગ્યો — કે આપણે તેનાથી ઘણા જ શોકમાં ડૂબી જઇએ છીએ. આપણે વિચાર કરવા માંડીને વધારે ને વધારે મજબૂત નિશ્ચય ઘડીએ છીએ. આપણને ઘણો જ પસ્તાવો

થાય છે. ત્યારપછી આપણે ઈશ્વરને પ્રાર્થના કરી તેની મદદ માગીએ છીએ. આપણો હેતુ કાંઇ આપણે માટે મોક્ષ મેળ-વવાનો નથી. આપણો હેતુ માનવજાતિના સ્વભાવને ઈશ્વર-મય – દૈવી બનાવવામાં ભાગ લેવાનો છે. તો તેમાં આપણે ઈશ્વરની મદદ માગી શકીશું અને તે કાર્ય મહાશક્તિને – પ્રભુની સક્રિયશક્તિને – અર્પણ કરી આપણામાં પશુનો નાશ થાય અને ઈશ્વરનો જન્મ થાય એવી ભાવના કરીશું કે તરત જ આપણે ઈશ્વર છીએ — આપણે દૈવી છીએ એ ભાવ જાગ્રત થશે. અને ત્યારપછી નીચા પ્રકારનાં એવાં સુખો આપણે માટે નથી જ, આપણે તો આધ્યાત્મિક સુખો ભોગવી શકીએ છીએ, આપણને બાહ્ય પદાર્થો વગર ચાલી શકે છે, આપણે કાંઇ પદાર્થોના અને ઇંદ્રિયોના ગુલામ નથી, આપણે પ્રભુમય છીએ એવો ભાવ થતાં જ પેલી વાસનાઓ જરૂર જતી રહે છે. કર્મોનું સમર્પણ કરવાનું આ ફળ કહી શકાય. વળી આપણે યજ્ઞમાં તે કર્મને હોમી પણ શકીએ છીએ. અને તેને બાળીને ભસ્મ કરી તેનું બીજ સુદ્ધાં હોમી તેનો સદંતર નાશ કરી શકીએ — જો આપણે યજ્ઞની ભાવના જાગ્રત રાખી કર્મો કરી શકીએ તો.

વળી બીજું આપણે શાથી વ્રતભંગ થયા ? આપણે આત્મસ્વરૂપ છીએ છતાં શા માટે પાપમય થયા ? એ પ્રમાણે પ્રશ્નો કરી તેમના પર વિચાર કરવાથી આપણને આપણું શરીર, ઇંદ્રિયો વગેરેનાં કાર્યો તેમને યોગ્ય સ્થાને જણાઇ આવશે. આપણને એમ થશે કે ગુણો અને ઇંદ્રિયોએ આ બધાં કાર્યો કર્યાં છે. આપણને એમાં સુખ શાનું ? એક

તારનું યંત્ર જ્યારે વીજળીનો પ્રવાહ તેનામાં વહે છે ત્યારે અવાજ કરે છે પણ તેથી કરીને તે તારના અવાજનો સાંભળનાર પણ એ અવાજમાં તણાય અને 'પોતે' અવાજ કરે છે, અવાજમાં પોતાનું સુખ છે વગેરે માને તો તેની ભૂલ આપણને ઝટ સમજાય છે. પણ આપણી ઇંદ્રિયો, મન, બુદ્ધિ, સંસ્કાર, જ્ઞાનતંતુઓ વગેરે પણ આવાં તારના યંત્ર જેવાં સાધનો છે. ઉ. ત. જીભના જ્ઞાનતંતુઓ પર અસર થતાં તે આપણા મગજમાં ગતિ ઉત્પન્ન કરે છે અને આપણે માની લેઈએ છીએ કે આપણને અમુક સ્વાદ મળે છે તથા સુખ લાગે છે પણ તે વાત ખરી નથી. સઘળી ઇંદ્રિયોનાં કાર્યો આવાં જ હોય છે. છતાં આત્મા ભૂલથી એ ક્ષણિક સુખમાં ઉતરી પોતાનું સુખ, અનંતત્ત્વ, આનંદસ્વરૂપ વગેરે તેમાં જોવાનો પ્રયત્ન કરે છે. ખરું જોતાં આપણે ઉચ્ચ, પવિત્ર આનંદને પ્રાપ્ત કરવો જોઈએ જેથી અહંતાનો નાશ થાય અને ઈંદ્રિયોનો અધોગામી વેગ બંધ પડે.

હમણાં અક્ષરનો સાક્ષાત્કાર કરવાનો અભ્યાસ કરવાની જરૂર નથી. ઈંદ્રિયોથી છૂટા પડીને તેનાં કાર્યો શાં છે? ભોગ શું છે? આપણને તેમાં સુખ શાથી લાગે છે? વગેરે જોવાનો અભ્યાસ કરવો જરૂરી લાગે છે.

ભાઈ! અમે અડધે રસ્તે નહિ પણ એક બે ડગલાં પણ આગળ વધ્યા હોઈએ તો ભાગ્ય! એ કાર્ય સહેલું નથી.

ઘણાં માણસોમાં તપસ્શક્તિની ખામી જોવામાં આવે છે. તે જો આપણે દૂર કરી શકીએ તો આપણને ઘણો લાભ થાય. આધ્યાત્મિક વાતોમાં પણ અધિકારભેદ છે. તેનું

પણ સબળ કારણ છે. સુરદાસ ખરાબ માણસ હતા તેમાંથી એક જ દિવસમાં સાધુ થઈ શકયા; કારણકે તેમનામાં તપસ્-શક્તિ હતી. તપસ્શક્તિ એટલે નિર્ણયની પાછળ રહેલ સિદ્ધિસાધક બળ. આપણને દેશને માટે લાગણી થઈ આવી કે તેની પાછળ તેનો અમલ કરનાર બળ એવું તો જબરું જોઇએ કે આપણને કોઈ પણ પ્રકારની અડચણ અટકાવી શકે નહિ — આપણને કશી વસ્તુ સારી લાગે નહિ, આપણો નિર્ણય સિદ્ધ થયા સિવાય કશામાં ચેન પડે જ નહિ. સુરદાસમાં એવી તપસ્શક્તિ હતી કે બીજા બધા ઇશ્કબાજો બાયલા હતા ત્યારે તે મર્દ હતો એમ આપણે કહી શકીએ. અડધી રાત્રે દોડતો નદી તરીને, સાપ ઝાલીને પોતાની પ્રિયતમાના ઘરમાં પહોંચી ગયો. એની એ જ તપસ્-શક્તિ જ્યારે પ્રભુપ્રાપ્તિ પ્રત્યે દોરાઇ ત્યારે તેણે જલદી સિદ્ધિ મેળવી. મતલબ કે એક વસ્તુની પાછળ પડીને,— પૈસા, હોંશિયારી, નોકરી, અધિકાર, સંસ્થા, રમત, ખેલ, કારી-ગીરી, કળા, કશાની પણ પાછળ પડીને એક વાર આપણે તપસ્શક્તિને કેળવી લેઇએ એ ઘણું જરૂરનું છે. તે કેટલી બળવાન છે તે જોવું જોઇએ અને તેને વધારવા માટે પ્રયત્ન કરવો જોઇએ. આ પ્રકારનો પ્રયત્ન થતાં જ આધ્યાત્મિક ઉન્નતિ જલદી થાય છે એમ મને લાગે છે. માટે એક વાર આત્માને મોન્ટીસોરીમાં પૂરજોસથી પરોવી દો. તેમાં તો આપણી કોઈ બરોબરી કરી શકે જ નહિ એવા થવાનું બળ લાવવાથી, બીજાઓને — શિક્ષકો આવે તેમને શીખવવાથી, બાળકો જોડે એકતા કરવાથી આપણે ઘણું સાધ્ય કરી

શકીશું એમ મને લાગે છે. સાથે સાથે અભ્યાસ પણ જારી રાખવો.

લાગણીઓથી દોરાઈને વ્યવહાર કરવાથી ઘણો ગેરલાભ થાય છે. માટે મક્કમ પગલે – પછી ધીમે ધીમે ભલે – પણ આગળ વધવું. એકદમ કૂદકો મારવો નહિ. આપણામાં ઘણાં જન્મોનાં કર્મોનો સંચય હોય છે. તે બળી જવાને પણ સમય લાગે છે. આનો અર્થ કાંઈ આપણે આપણી નિર્બળતાઓને પંપાળવાની છે એવો નથી,— તેમ વખત જાય તેનાથી ડરવાનું પણ નથી. એક વાર લીધા પછી છોડવું જ નહિ એ ઉત્તમ નિયમ છે.

વિશ્વાસ અને શ્રદ્ધા રાખી, નિશ્ચયબળને – તપશ્ચર્શક્તિને વધારવા પ્રયત્ન કરો. વધારે ને વધારે બળ અજમાવી જૂઓ કે તે અનંત છે કે નહિ? અનંત નથી એમ લાગે તેમાં આપણી ભૂલ છે. માનવમાં અખૂટ શક્તિનો ભંડાર છે, માટે તેને અજમાવી જોવી જોઈએ. એવી અજમાયશ વિનાનો વિશ્વાસ કાચો રહે છે. વિચારો અનિશ્ચિત અને સમજણ પંડિતાઈ પૂરતી જ રહે છે; કેવળ મન માને કે આપણે ધાર્યું કર્યું. પણ આપણે કરી જોઈ શકતા નથી — માટે એ જ એક પહેલું પગલું છે તે ચૂકવું ન જોઈએ.

ભદ્ર, અમદાવાદ • ઈ. સ. ૧૯૨૦

*

[ ૩ ]

**પ્રિય ભાઈ,**

**વિરોધી** વાતાવરણોની અસર તમે જોઈ તેના કરતાં પણ વધારે સૂક્ષ્મ અસરો, જે આંતરજીવન હમણાં ચેતનાની સપાટીની નીચે રહેલું છે તેને તમે જોઈ શકો તો ત્યાં તમને તે વધારે સ્પષ્ટ જણાશે એમાં શંકા નથી. અભ્યાસ કરતાં એ પણ જણાશે. એટલે એવી પરસ્પર વિરોધી વાતાવરણની 'ગડમથલ' ન થાય એ સંભાળશો. વિરોધી વિચારો જાણવા કે સાંભળવા છતાં અંતરમાં તેમને સ્થાન આપવાની જરૂર નથી. એ પ્રમાણે તેમને દૂર (અંતરથી) ન રાખી શકાય તો એવા વાતાવરણમાં આવવું નહિ એ જ ઇષ્ટ છે.

ઘણા ખરા લોકો એમ માની લે છે કે માણસે પ્રગતિશીલ થવું જોઈએ. એનો અર્થ એ છે કે નવા વિચારોને સ્થાન આપવું. હું પણ એ વિચાર જોડે અમુક અંશે સંમત છું. નવા નવા વિચારોને પોતાના મનમાં સ્થાન આપવાની સ્થિતિ-સ્થાપકતા માણસમાં હોય એ જરૂર ઇચ્છવા લાયક છે. તથા બુદ્ધિથી દલીલો કરવાની શક્તિ તે મેળવે એ પણ જરૂરનું છે. પરંતુ દરરોજ નવી નવી દલીલો સ્વીકારી નવા નવા વિચારો પ્રમાણે વર્તવું એ મનની ઉત્તમોત્તમ અવસ્થા છે એમ તો ભાગ્યે જ કહી શકાય. એનો અર્થ કોઈક વાર તો માણસમાં વિચારશક્તિની ખામી તથા માનસિક અસ્થિરતા (ચંચળતા) છે એવો જ થાય. સાયન્સમાં પણ પોતાની 'Theory'—વાદ

– ને પ્રથમ સ્વીકારી તેના પુરાવા પ્રયોગોવડે આપવાનો યત્ન કરવામાં આવે છે. જેમ પ્રયોગોને પરિણામે સિદ્ધાન્ત બાંધવામાં આવે છે તેમ કેટલીક વાર સિદ્ધાન્તને આંતરદૃષ્ટિથી ( કોઇ બુદ્ધિથી કહે તો મને વાંધો નથી ) જોઇ તેને સિદ્ધ કરનારા પ્રયોગો પાછળથી કરવામાં આવે છે. હવે, એવો માણસ જુદા જુદા વિચારો, મતો અને તાર્કિકવાદમાં ઉતરી પોતાના પ્રયોગોની દિશા બદલ્યા જ કરે તો કશું જ સિદ્ધ કરી ન શકે એ સ્વાભાવિક છે. અલબત્ત, આપણાથી જુદા પડતા માણસના કથનમાં સત્ય દેખાય તે સ્વીકારી આપણા પોતાના પ્રયોગમાં તેની સૂચનાઓ ધ્યાનમાં રાખવાથી લાભ થાય એ પણ દેખીતું છે. ઊભા રહેવાની જગ્યા મેળવ્યા સિવાય જેમ માણસ આજુબાજુનું કશું જોઈ શકતો નથી; તેમ માનસિક સ્થાન પ્રાપ્ત કર્યા વિના તે કશાનો નિર્ણય કરી શકતો નથી. એક વાર નક્કર જમીન પર પગ માંડતાં જરૂર પડે તો સ્થાનાન્તર કરી શકાય છે, તેવું જ માનસિક જીવનનું છે. એટલે આપણા અંતર આત્માને ખરી લાગેલી વાત બરાબર ઠસાવી તેને જીવનમાં ઉતારવી એ પ્રથમ જરૂરનું છે.

સાધના વિષે તમે જે લખ્યું તેમાં તમારી આંતર દૃષ્ટિ વધારે સરસ રીતે કામ કરતી જણાય છે. મન, બુદ્ધિનું કાર્ય તમે ઠીક જોઇ શક્યા છો. હવે તમને સમજાયું હશે કે બુદ્ધિની સાધના ( માનસિક જીવનની ) એ પૂર્ણયોગની સાધનાનો એક ભાગ છે. શરૂઆતમાં શક્તિ સીધેસીધું કાર્ય કરતી નથી. પરંતુ ઘણીખરી વખત મનોમય કોશદ્વારા કાર્ય શરૂ કરે છે યા તો અંતરાત્મા ( Psychic Body ) દ્વારા કાર્યની

શરૂઆત કરે છે. અને કેટલાક અનુભવો એ પ્રાથમિક અવસ્થામાં સાધકને થઈ જાય છે ત્યાર પછી તેનો આધાર શક્તિનાં સીધેસીધાં કાર્યને માટે લાયક બને છે. કાચ બનાવવાના કારખાનામાં કાચને ધીમેધીમે ઠંડો પાડવાની ઓરડીઓ (annealing chamber) હોય છે. લાલચોળ થયેલા કાચને જલદી ઠંડો પાડી દેવામાં આવે તો તેમાં ફાટ પડી જાય, અને તેવા વાસણમાં ગરમ પાણી રેડતાં તે તૂટી જાય. પરંતુ જો તેને ધીમેધીમે આઠ દસ દિવસને અંતે ઠંડો પાડ્યો હોય તો તેમાં તે પ્રમાણે ફાટ પડતી નથી, એ સર્વ વિદિત છે. દિવ્યશક્તિના કાર્ય માટે આપણી ચેતનામાં દ્વાર ખુલ્લું (opening) થવાની પ્રથમ જરૂર છે અને ત્યાર પછી જ તે શક્તિ કાર્ય કરી શકે, કારણ કે anneal ના જેવી જ ક્રિયા (process) આંતરમાં થવી જરૂરની છે. ક્રમે ક્રમે ધારણસામર્થ્ય વધે, ત્યાર પછી દિવ્યશક્તિ કાર્ય કરી શકે. એટલે શરૂઆતમાં એ પ્રમાણે માનસિક ભૂમિકા ઉપર યોગ ચાલે તો ગભરાવાની જરૂર નથી. આખો વખત તે કાર્ય પણ શક્તિ જ કરે છે એ યાદ રાખવું જરૂરનું છે. પુરુષ તરીકે દ્રષ્ટા થઈ, હૃદયમાંથી તે સઘળા આધારનો કબજો લે એવી પ્રાર્થના કરી – આપણી તપઃશક્તિ (will) દ્વારા તે દિવ્યશક્તિ (divine power) જ કાર્ય કરે એવી ધારણા સ્થાપન કરવી જોઈએ. પછી જે કાંઈ અનુભવો થાય તે જોવા અને તેમનું જ્ઞાન મળે તે મેળવવું. એટલે શરૂઆતમાં બુદ્ધિ, મન, ઈંદ્રિયો વગેરેનું જ્ઞાન મળે તો તેથી અસંતોષ થવો જોઈએ નહિ.

દિવ્યશક્તિ ધીમેધીમે કરણોને શુદ્ધ કરશે એ વિચાર તદ્દન ખરો છે. શરૂઆતમાં કદાચ આપણાં કરણોદ્વારા એ શુદ્ધિની પ્રાથમિક તૈયારી કરવામાં આવે એ પણ બનવા જોગ છે. પરંતુ, આપણાં કરણદ્વારા કે સીધેસીધું, સર્વ કાર્ય દિવ્ય-શક્તિ જ કરે છે એ યાદ રાખશો.

તમારી જાતને નિર્બળતાઓ વગેરેથી જુદા જુઓ છો તે ઘણુંખરું મનોમય પુરુષના સાક્ષાત્કારને આભારી હશે. જો તે પુરુષ શાંત, વિશાળ, અનંત લાગે તો તે શુદ્ધ પુરુષનું ચૈતન્ય છે એમ જાણવું. દિવ્યશક્તિના ગુણો આપોઆપ સમજાશે જ એમાં શંકા નથી. તે સર્વશક્તિમાન, સર્વજ્ઞ અને સર્વવ્યાપી છે એ ધ્યાનમાં રાખશો.

હાલમાં પુરુષ – પ્રકૃતિનો ભેદ સિદ્ધ કરવાનું, પુરુષમાં તમારી સ્થિતિ કરવાનું, અને દિવ્યશક્તિને સર્વ સમર્પણ કરવાનું કાર્ય ચાલે છે એ બરાબર છે અને તે જારી રાખશો.

કામ, ક્રોધ વગેરેના હુમલા થતાં તેમનો ઇન્કાર કરી, તેઓ તમારા છે જ નહિ એવો પાકો અનુભવ કરતાં શીખવાની જરૂર છે. નિગ્રહથી કદાચ મન તેમને દબાવી પ્રકૃતિમાં ઊંડા ઉતારી દઈ ત્યાં તેમને દાટી દઈ શકે. પરંતુ એ ખરો વિજય નથી. તેમને ઉપર આવવા દઈ આપણાથી બહાર પ્રકૃતિમાં તેમને ફેંકવા અને આપણે તેમનાથી જુદા છીએ એવો અનુભવ સિદ્ધ કરવો એ ખરો માર્ગ છે. શરૂઆતમાં આપણે એ પ્રમાણે ન કરી શકીએ તો ગભરાવાની જરૂર નથી. અંતે પુરુષની જીત છે.

પશ્ચાત્તાપ, નિગ્રહ વગેરેનો આશ્રય લેવાની હું સલાહ

આપતો નથી. એ સર્વ ઉપાયો માનસિક છે, અને તેથી પૂરો વિજય નથી અપાવી શકતા.

"અનંત આત્મા અનંતશક્તિને હુકમ કરે છે" એ વિચાર માણસના મનને સમજાવવાનો પ્રયત્ન છે (અને તે પણ મનથી પર રહેલું સત્ય) એટલે એ ભાષા વાપરવી પડે છે. ખરું જોતાં અનંત આત્મામાં અનંત શક્તિ આપો-આપ જ સ્વયંસિદ્ધ હોય છે, એટલે "હુકમ કરે છે" એવું હોતું નથી. સર્વજ્ઞતામાં (તે જ્ઞાનને) સર્વ કાર્યોમાં પોતાનો પ્રકાશ કરવાની શક્તિ (સર્વ શક્તિ) હોય છે જ. નહિ તો તે સર્વજ્ઞ ક્યાંથી કહેવાય? અનંત ચૈતન્ય જોડે જ તેની અનંત શક્તિ હોય છે.

"હું આત્મા છું" વગેરે કેવળ માનસિક વિચારોને લઇને સાધન કરવું એ પૂર્ણયોગને માટે ઇષ્ટ નથી. એનાં પરિણામો માનસિક હોય છે અને તે આગળની પ્રગતિને અટકાવે છે. દિવ્યશક્તિને બોલાવવાનો વ્યક્તિ પ્રયત્ન કરે છે તે "હુકમ" નથી, પરંતુ "અભીપ્સા" (aspiration) છે.

આગળનું ધોરણ ન મળે ત્યાં સુધી પોતાની તપઃશક્તિ (will) વાપરવામાં નુકસાન નથી. અને તે પણ દિવ્યશક્તિને અર્પણ કરીને વાપરવી.

ધન સંબંધી અંતરથી પ્રયત્ન કરો છો તે બરાબર છે. બાહ્ય વસ્તુસ્થિતિ એની મેળે જરૂર પડ્યે બદલાશે.

"બુદ્ધિથી પર થવાનું" કાર્ય બરાબર છે. આપણે ગમે તે કાર્ય કરતા હોઇએ તેમાં પણ એ વલણ (attitude) બદલાય નહિ એની સંભાળ રાખવી જોઇએ. અને આપણું

"કર્તવ્ય કર્મ" તો મનથી પર રહેલી દિવ્યશક્તિ આપણને બતાવે તે કરવાનું રહ્યું. તેને માટે આપણે (વ્યક્તિએ) પ્રયત્ન કરવાનો નથી. "દેશસેવા" "પરોપકાર" વગેરે ઘણાં ઉચ્ચ તત્ત્વો છે. પરંતુ, આપણે મનથી પર થવાનો જે ઉદ્દેશ રાખીએ છીએ તેમાં એ સાત્ત્વિક ભાવનાઓ પણ બાધક હોઇ શકે છે, કારણકે તેમનો પાયો "હું કર્તા છું" એવી અહંબુદ્ધિ ઉપર રહેલો છે. આપણે એ ભાવનાઓ છોડીને અધોગતિ કરવાનું કોઇને પણ કહેતા નથી. આપણે તેમનાથી પર મહાન સત્ય રહેલું છે એમ માનીને તે પ્રામ કરવાનો આદર્શ સ્વીકારીએ છીએ.

બુદ્ધિની દલીલોદ્વારા વ્યવહાર કામ કરવાનો માર્ગ તૈયાર થતો હોય તો તે કરવામાં મને હરકત નથી. પરંતુ મેં જાણે કે મોટો દોષ કરી નાખ્યો હોય, અને મારું વર્તન સપ્રમાણ ઠેરવવા માટે સામાઓની બુદ્ધિને સંતોષ આપવો એ મારી ફરજ છે એમ માની લઇને દલીલો કરવાનો મને જરા પણ ઉત્સાહ નથી. મેં મારો માર્ગ લીધો છે અને તે માર્ગે હું જવાનો છું; જેમને ન આવવું હોય તેમને છૂટ છે.

પ્રયોગમાં જેમ કામચલાઉ શ્રદ્ધાથી વાદને ખરો માનીને આગળ ચાલવામાં આવે છે. તે પ્રમાણે આ વિષયમાં (યોગમાં) પણ અખતરા પૂરતી શ્રદ્ધા (experimental faith)—ખરેખરી શ્રદ્ધા—મૂકનારને પણ આગળ વધવાની તક મળે તેમ છે.

તા. ૨૧ : ૧ : ૨૪

*

[ ૪ ]

ભાઇ,

**આ**પણે આગળ વધવાને દરરોજ કેટલો યત્ન કર્યો ? તેનો વિચાર કરવાની ટેવ પાડશો, તથા મનની અંદર છુપાઇ રહેલી કોઇ નબળાઇને પંપાળશો નહિ. જો હૃદયમાં સચ્ચાઇ ન હોય તો દુઃખી થજો, કારણકે, તે કોઇ પણ આપણામાં પ્રેરી શકતું નથી. અંતરાત્માએ જ પોતે ખરેખરા દિલથી, ઉચ્ચ જીવન પ્રત્યે જવાનો યત્ન કરવો જોઇએ. છેતરપંડી, દંભ, ડોળ, દેખાવને પ્રયત્નપૂર્વક દૂર કરવાને સતત જાગ્રત રહેજો. અભિમાન, દ્વેષ, ઇર્ષ્યા, નિંદાથી પણ વેગળા રહેજો. આ બધું ક્યારે થાય ? જો સતત આત્મનિરીક્ષણ કરવાની ટેવ પાડો તો. માટે આખો વખત જાગ્રત રહી, અંતરમાં દૃષ્ટિ કરતાં શીખો. પ્રથમ મુશ્કેલી નડશે, પણ પાછળથી તેનો લાભ માલૂમ પડશે સર્વ કર્મો યજ્ઞરૂપે કરો. કર્મના ફળનો સંકલ્પ છોડી દો. કર્મ પ્રભુને અર્પણ કરતા જાઓ, અને તેને સર્વ કર્મ કરવાની પ્રેરણા કરવાને કહો. સર્વ નિર્બળતાઓ જાતે દૂર કરવાનો દૃઢ સંકલ્પ કરો અને ઇશ્વરને તેની દિવ્યશક્તિદ્વારા એ કામમાં સહાય કરવાને વિનવો. મંડ્યા રહેશો તો અંતે વિજય જરૂર મળશે.

શાંત ચિત્તે, ઉકળાટ વગર, ઉશ્કેરાયા વિના, ધીમેધીમે, સર્વ ઝીણી ઝીણી બાબતો યાદ કરી તેનો અમલ કરશો. શાંતિથી તથા સમતાથી કામ કરવાની ટેવ બહુ જરૂરની છે.

ઇ. સ. ૧૯૨૪

*

[ ૫ ]

**પરમ પ્રિય ભાઈ,**

**તારો** કાગળ મળ્યો. પરિચય વધારે કે ઓછો હોવો એ બહારના સંબંધ ઉપર, બોલાચાલી ઉપર, વ્યવહાર ઉપર, અથવા તો પાસે પાસે વધારે રહેવા ઉપર આધાર રાખતો નથી. પરિચય ખરું જોતાં "અંતરમાં" અને "અંતરનો" હોય છે. ગમે તેટલી બોલવાની કે મળવાની છૂટ અને તક ન હોય તો પણ અંતરમાં અમુક માણસને ગમે તે વાત કહેતાં આપણને ક્ષોભ નથી થતો એ ખરેખરા પરિચયની નિશાની છે. પોતાની અંતરસ્થિતિ બીજાને જણાવવાની છૂટ જ્યાં લાગે ત્યાં પરિચય નથી એમ કેમ કહી શકાય? બહુ તો "બાહ્ય પરિચય નથી" એમ કહી શકાય. એટલે પરિચયની ખામીથી ગભરાવાની જરૂર નથી.

તારી અત્યારની દશાનું જે અપૂર્ણ ચિત્ર તેં પત્રમાં દોર્યું છે તે ઉપરથી હું તારી સ્થિતિની કાંઇક કલ્પના બાંધી શકું છું. એ વિચિત્ર મંથનદશા મેં પોતે પણ લાંબા સમય સુધી અનુભવેલી છે. જીવનનૌકાનું સુકાન હાથ લાગતા પહેલાં તોફાની સમુદ્રનાં મોજાંઓ વચ્ચે હોડીની જેવી દશા થાય તેવી જ દશા મનુષ્યનું અંતર મંથનકાળ( Transitional stage)માં અનુભવે છે. ખાસ કરીને હમણાંના સમયમાં આખો દેશ અને આખી પૃથ્વી એક વિચિત્ર દશામાંથી પસાર થતી હોવાથી અને અનેક પરસ્પરવિરોધી

આદર્શો દૃષ્ટિ સમક્ષ ખડા થવાથી યુવાનોનાં મન એક અનિશ્ચિત, અર્ધદગ્ધ અને છતાં પણ આદર્શની ગુલાબી સુરખીથી આકર્ષક દશા અનુભવે છે. વધારામાં, યુવાવસ્થામાં પ્રકૃતિનાં બંધારણને લઇને પણ કેટલીક મુશ્કેલીઓ ખડી થાય છે. સ્વભાવમાં કેટલાંક નવાં તત્ત્વો પોતાનું કાર્ય સ્વાભાવિક રીતે જ શરૂ કરે છે. તેમની યથાર્થ સમજૂતીને અભાવે મોટે ભાગે યુવકો આડે રસ્તે દોરાઇ જાય છે. જેઓમાં ઉચ્ચાભિલાષા, પવિત્ર ભાવના, આદર્શને માટે તનમનાટ તથા સ્વભાવમાં ઉચ્ચ તત્ત્વોનું જોર, કુટુંબમાં ઉચ્ચ વાતાવરણની હાજરી, સારી સોબત, સારી સંસ્થાનો સંબંધ વગેરે મદદગાર તત્ત્વો હાજર હોય છે તેઓમાં પણ આ કટોકટીનો સમય તદ્દન સરળતાથી પસાર થાય એ બનવા જોગ નથી. આવી (તારા જેવી) મંથનદશા એ એક સારી નિશાની છે; કારણકે આગળ વધવાનો સંભવ એ દશાના અનુભવ ઉપર રહેલો છે. યુવાનોનો ૮૦ ટકા (ભાગ) જેટલો વર્ગ તે દશામાં આવતાં જ ઘંટીમાં પીસાઇ જાય છે. વીસ ટકામાંથી મોટો ભાગ આદર્શની યોગ્ય પસંદગી, આર્થિક અગવડ, લગ્ન વગેરેની પરિસ્થિતિને લઇને માંડવાળ કરી સામાન્ય રીતે શિષ્ટ ગણાતું જીવન ગાળે છે, અને બાકી રહ્યા તેમાંનો થોડો ભાગ યોગ્ય આદર્શ પસંદ કરવામાં અને તેમને સફળતાથી જીવનમાં ઉતારવામાં ફતેહમંદ થાય છે. એટલે એ દશામાં આવવું એ એક રીતે જોતાં પ્રગતિની નિશાની છે.

બીજું, તારા પત્ર ઉપરથી લાગે છે કે તું તારી જાતને કાંઇક અંશે ઠીક જોઇ શકે છે; એ પણ એક સારી નિશાની

છે. યુવાન વર્ગમાં આત્મશ્રદ્ધા હોય છે તથા તે તેના સ્વભાવમાં અહંતા તથા મિથ્યાભિમાન રૂપે દેખાય છે. એટલે ઘણા ખરા યુવકો પોતે દોષહીન છે એવી આત્મસંતોષી લાગણીમાં સપડાયલા હોય છે. કોઇ પણ પ્રકારની પ્રગતિ કરવી હોય તો પ્રત્યેકને "મારામાં કેટલી ખામીઓ છે?" તેનું પ્રથમ જ્ઞાન હોવું જોઇએ. એવી નિષ્પક્ષપાત નિરીક્ષણની વૃત્તિને બદલે ઘણાઓમાં "અમે પૂર્ણ છીએ" એવી વૃત્તિ જોવામાં આવે છે. આપણે એ ભૂલ દૂર કરવાની છે. તારા પત્રથી તને આત્મનિરીક્ષણ કરવાની ટેવ છે એમ જણાય છે. હજી તે પૂરેપૂરી ખીલી નથી; છતાં એ વૃત્તિ જરૂરની છે અને તેને આગળ વધારવાને યત્ન કરવાની જરૂર છે.

આ બે આત્મપ્રગતિની નિશાનીઓ (૧) અસંતોષ (એને દિવ્ય અસંતોષ કહી શકાય) અને (૨) આત્મનિરીક્ષણ અથવા તો દોષદર્શન તારામાં હોવાથી તારે નિરાશ થવાની જરૂર નથી. સત્યને અનુસરવાની હિંમત ધીમે-ધીમે લાવશે તો અંતે "નિશ્ચિત માર્ગ" – "આત્મ કલ્યાણ" – "વિશ્વ કલ્યાણ" – સર્વ થઇ શકશે.

હવે તારા પત્રમાં રજૂ કરેલા કેટલાક મુદ્દાઓ તથા વિચારો વિષે કેટલુંક લખીશ.

"મનુષ્યમાં જેટલી ખામી હોય છે તેમાંની ઘણીખરી" તારામાં આવી રહી છે એમાં ગભરાવાની જરૂર નથી. એ ખામીઓ આવે છે કારણકે તું માણસ છે. એ ખામીઓ તેં ઉત્પન્ન કરેલી નથી; વિશ્વપ્રકૃતિમાં એ સઘળી ખામીઓ હાજર હોય છે જ. અમુક સંજોગો (વય, સંસ્કાર, જ્ઞાન)

વગેરે પ્રાપ્ત થતાં જેમ શ્વાસ આપણાં ફેફસાંમાં જાય છે તેમ તે વૃત્તિઓ અંતરમાં માલૂમ પડે છે. એમાં ડરવાની, ગભરાવાની કે "આપણે ખરાબ થઇ ગયા" એમ માની લેવાની જરૂર નથી. વળી એ સર્વે "કુદરતી" છે એમ માની તેમને સંતોષવી એ તો વળી ભયંકર જ ગણાય! ખરેખરો માર્ગ એ છે કે એ સઘળી આપણામાં બહારથી આવે છે. પરંતુ, આપણે તેનાથી જુદા છીએ, એ અનુભવ બરાબર દૃઢપણે અંતરમાં સ્થાપન કરવો. "આપણે વિચાર કરીએ છીએ." એ તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ ખરું નથી. "આપણામાં વિચારો આવે છે યા તો ચાલે છે." "આપણે અમુક ઇચ્છા કરીએ છીએ." એ ખોટી માન્યતા છે. "આપણામાં ઇચ્છાઓ આવે છે." એ ખરું છે. આ પ્રમાણે કર્મ, લાગણી, વાસના, આસક્તિ, વિચાર વગેરે સઘળું આપણામાં બને તેને છૂટાં પાડીને જોયા કરવાની ટેવ ધીમેધીમે પાડવામાં આવે તો છેવટે તે સઘળી વૃત્તિઓનું જોર ઓછું થયા વિના રહે જ નહિ. અને ત્યાર પછી અંતરદૃષ્ટિથી ખરુંખોટું પારખવાની શક્તિ જાગ્રત થતાં, ખરી વૃત્તિઓ જ રહે, બાકીની બંધ થઇ જાય. આ એક માર્ગ છે. તે ધીમેધીમે ધીરજ તથા શાંતિથી ગ્રહણ કરવાનો છે. એકદમ ન થાય તો નાસીપાસ થવાની જરૂર નથી.

તારામાં આત્મશ્રદ્ધા નથી તેનું કારણ ઉપર જણાવ્યું છે તેમાં સ્પષ્ટ જણાશે. જ્યારે જ્યારે આપણા સ્વભાવમાં આવતી નબળાઈ જોડે આપણે એક થઇએ છીએ ત્યારે ત્યારે "હું નિર્બળ છું." "હું પાપી છું." એવી વૃત્તિ

આપણામાં થાય છે, પરંતુ એ પણ મોટી ભૂલ છે. "હું તો પવિત્ર છું." "મારામાં અતુલ બળ છે." "આ નબળાઇઓથી હું જુદો છું." એ જ ભાવ આપણે તો આપણામાં સ્થિર કરવો જોઇએ, તથા તે સર્વથી ઉચ્ચ સ્થાને રહી તેમને જોયા જ કરવાનો અભ્યાસ પાડવો જોઇએ.

નશીબ અને પુરુષાર્થ બંનેમાં કાંઇક સત્ય છે. આપણાથી સ્વતંત્ર એવી કોઇ આપમુદ સત્તા આપણું નશીબ નક્કી કરતી નથી. નશીબ એટલે "પરાપ્રકૃતિને પ્રાપ્ત કરી તેની અંદર ગાળવામાં આવતું જીવન." એવો અર્થ કરો તો તે ઈશ્વરે નક્કી કરેલું હોય છે પરંતુ સામાન્ય રીતે "અજ્ઞાન-માં ગાળવામાં આવતું જીવન" પણ પ્રારબ્ધને વશ છે, તથા નશીબને આધીન હોઇ પહેલેથી નિશ્ચિત હોય છે એ વિચાર ખરો નથી. પુરુષાર્થ એટલે આત્મપ્રગતિના પ્રયત્નમાં વ્યક્તિનો ફાળો. જ્યારે જ્ઞાન પ્રાપ્ત થશે ત્યારે આપણો એ પ્રયત્ન ઈશ્વરની ઈચ્છાને ( શક્તિને ) આધીનપણે જ ચાલે છે એવો અનુભવ થશે.

"ભગવાનને માટે જ કાર્ય કરીએ" એ વિચાર તો સર્વાંશે ખરો છે. ભગવાનને માટે કાર્ય કરીએ એટલું જ નહિ પરંતુ તેને જ માટે, તે નક્કી કરે તે પ્રમાણે જ, જીવન ગાળીએ તે જ જીવન પૂર્ણ જીવન ગણાય; અને એ કરવું કાંઇ સહેલું નથી. સહેલું નથી એનો અર્થ અશક્ય છે એમ માની લેવાની જરૂર નથી. જો આપણે જરૂરની સર્વે શરતો પૂરી પાડી શકીએ તો તે મુશ્કેલ કાર્ય પણ સાધી શકાય. તું પૂછશે કે એની કઇ શરતો છે ?

એ પ્રશ્નનો પૂરેપૂરો ઉત્તર તો અનુભવથી જ મળી રહે. પરંતુ એક બે મૂળનાં તત્ત્વો જણાવું છું:— પ્રથમ તો જીવનમાં એ આદર્શ એ જ એક માત્ર આદર્શ થઇ રહેવો જોઇએ. ઇશ્વરની પ્રાપ્તિ અને જીવનમાં તેની ઇચ્છા પ્રમાણે વર્તવું એ સિવાય બીજી બધી વસ્તુઓને બાજુ પર મૂકવાની શક્તિ જોઇએ.

બીજું, ઇશ્વરમાં અડગ શ્રદ્ધા અને તેની દિવ્યશક્તિને સર્વભાવે સમર્પણ કરવાની શક્તિ આટલાં સાધનો સાથે શરૂઆત કરવામાં આવે તો એ આદર્શ પ્રત્યે પ્રગતિ કરી શકાય. બીજી ઘણી બાબતો છે પરંતુ આ મુખ્ય ગણી શકાય.

ઇશ્વરને માટે જીવન ગાળવું એ આપણે ધારીએ છીએ તેટલું સહેલું નથી. મનમાં એવો વિચાર હોય છે પરંતુ અંતરના ઊંડાણમાં દૃષ્ટિ કરતાં આપણે આપણા પોતાના વિચારો પ્રમાણે જીવન ગાળવા માગતા હોઇએ છીએ એમ સ્પષ્ટ જણાય છે. આપણે ઇશ્વરને આપણું જીવન અર્પણ કરવા માગતા નથી. પરંતુ ઇશ્વરને આપણા પોતાના આદર્શો સિદ્ધ કરવા માટે વાપરવા માગીએ છીએ. આવી વૃત્તિ જાણી જોઇને કરવામાં આવતી નથી. પરંતુ અજ્ઞાનને લીધે તે હોય છે. પરંતુ તેને જોવી જોઇએ તથા જ્યાં જ્યાં તે જણાય ત્યાં ત્યાંથી તેને એકદમ દૂર કરવાને તત્પર રહેવું જોઇએ. આપણે ઇશ્વરને માટે કાર્ય કરીએ છીએ એમ કહીએ છીએ પરંતુ અંતરમાં જોતાં કીર્તિ માટે, મોટા ગણાવા માટે, દેશના હિતનો આદર્શ સિદ્ધ કરવા માટે આપણે કાર્ય કરતા હોઇએ છીએ. આવી આત્માની છેતરપંડી આપણે શોધી કાઢવી

જોઇએ, તથા તેને દૂર કરવી જોઇએ. જાતે દૂર ન કરી શકીએ તો તેને બરાબર જોવી તો જોઇએ જ અને તે દૂર કરવાને ઈશ્વરને પ્રાર્થના કરવી જોઇએ.

"તને આખો સ્વભાવ જ બદલવાનું" જરૂરી જણાય છે તે તદ્દન ખરું છે. પશુમાં અને માણસમાં ફેર છે. તે એ કે પશુમાં માનસિક શક્તિઓ અપૂર્ણપણે જ હાજર હોય છે. માણસમાં મન પૂર્ણતા પ્રત્યે ગતિ કરી શકે છે, એટલું જ નહિ પરંતુ શરીર, પ્રાણ તથા મન એ ત્રણેમાં અવિદ્યાનું જ રાજ્ય ચાલે છે એટલે એ પૂર્ણતા પણ સાપેક્ષ જ હોય છે. અવિદ્યા એટલે અજ્ઞાન. "હું એટલે આટલું શરીર, આટલી ઇચ્છાઓ, અમુક વિચારોનું કોકડું, અમુકનો સગો વગેરે ભાવ એ અવિદ્યાનું મૂળ છે. જ્યાં સુધી માણસ એ ત્રણેમાં બંધાઇ રહે છે ત્યાં સુધી તે ઉચ્ચ થઇ શકે, પરંતુ અપૂર્ણ તો રહેવાનો જ. મન પૂર્ણ નથી; પૂર્ણતા પ્રત્યે જવાની નીસરણીનું તે પહેલું પગથીઉં છે. પરંતુ મનની ભૂમિકામાં હમેશ માટે રહેવાથી પૂર્ણતા કદી પણ સર્વાંશે પ્રાપ્ત કરી શકાય નહિ.

તેને માટે શું કરવું? એવો પ્રશ્ન થશે. મનથી પર ચેતનામાં આરોહણ કરી પોતાનો વિકાસ કરવો એ માણસને માટે શક્ય છે. જેમ જડ પદાર્થમાંથી વનસ્પતિ, તેમાંથી જંતુ, પક્ષી, પ્રાણી, વાનર અને માણસ એમ વિકાસ થયો છે તેમ માણસથી પર લોકોત્તરમાનવ (Superman) થઇ શકાય. ચેતનાની એ અવસ્થાને વિજ્ઞાનમય અવસ્થા કહે છે. આપણે યત્ન કરીએ તો તે અવસ્થાને પ્રાપ્ત કરી

શકીએ. તેને પ્રાપ્ત કરીને આપણે જંગલમાં જવાનું નથી. તે વિજ્ઞાનની સ્થિતિ પ્રાપ્ત થતાં આપણું માનસિક જીવન, પ્રાણમય જીવન અને શારીરિક જીવન આપણે તેને અનુસાર ઘડવાનું છે, એટલું જ નહિ પરંતુ સમાજમાં, વ્યવહારમાં પૂર્ણતા લાવવા માટે આપણે તેના પાયા ઉપર આખું જીવન રચવાનું છે. પરંતુ આ તો ઘણો મુશ્કેલ પ્રશ્ન ઊભો થઈ ગયો. આટલું લખવાનું એટલા માટે કે તને જે આખો સ્વભાવ જ બદલવાની જરૂર જણાય છે તે તદ્દન ખરું છે. કારણકે મનુષ્યસ્વભાવનું જે બંધારણ હમણાં છે તથા તેનો જે પાયો છે તે કોઈ પણ પ્રકારની અંતિમ પરિપૂર્ણતાને માટે લાયક નથી જ. આ વિચાર કદાચ તને ખરો નહિ લાગે. "શું અમુક માણસો આત્મસંયમ મેળવતા નથી?" એવો પ્રશ્ન તને થશે. પરંતુ સૂક્ષ્મ દૃષ્ટિથી જોતાં જણાશે કે મનવડે પ્રકૃતિના ઉપર જે વિજય મેળવવામાં આવે છે તે બહુ તો સાત્ત્વિકતા પ્રાપ્ત કરાવી શકે. પરંતુ સાત્ત્વિકતામાં પણ "હું કર્તા છું." "હું અમુક પરિમિત વ્યક્તિ છું." એ અજ્ઞાનની ભાવના હાજર હોય છે એટલું જ નહિ પરંતુ કામવાસના, વિલાસવૃત્તિ વગેરે ઉપરનો વિજય પણ પૂર્ણ હોતો નથી. એ વૃત્તિઓને મનના દબાણથી દબાવી દેવામાં આવે છે, યા તો તેમને અમુક નક્કી કરેલી ક્રિયાઓના રૂપમાં કે જુદા રૂપમાં પ્રકટ થવા દેવામાં આવે છે. આ વ્યવસ્થાને આપણે વિજય નહિ કહી શકીએ. વળી સાત્ત્વિક વિચારોમાં સત્યનો વધારે અંશ હોય છે તેના પ્રમાણમાં તેનું અજ્ઞાન પણ વધારે સમર્થ અને મોહક લાગે છે. એટલા માટે જ ઈશોપનિષદમાં તેને

"हिरण्मय पात्र" "સુવર્ણનું પાત્ર" કહ્યું છે, અને જેઓ વિદ્યામાં (સાત્ત્વિકતામાં) બંધાયલા છે તેઓનું અજ્ઞાન દૂર કરવું (થવું) વધારે મુશ્કેલ છે, એમ પણ કહેવામાં આવ્યું છે.

અત્યાર સુધી ઘણી વ્યક્તિઓએ મનદ્વારા પ્રકૃતિના ઉપર વિજય મેળવવાને ભગીરથ પ્રયત્નો કર્યા છે, અને પરિણામે તે કાર્ય અશક્ય છે એમ જ જણાયું છે. ગૌતમ બુદ્ધે તેવો પ્રયત્ન કરેલો. પરિણામ આપણે જાણીએ છીએ. જીસસ ક્રાઇસ્ટે તેવો યત્ન કરેલો. પરિણામ બહુ આશાજનક નથી જ. એટલે મનના ઉપર મદાર બાંધી પૂર્ણતા પ્રાપ્ત કરવાનો વિચાર તદ્દન ખરો નથી. મનથી પર રહેલી એવી અવસ્થા પ્રાપ્ત કરી પ્રયોગ કરી જોવાની જરૂર છે. આ પ્રયોગનો અર્થ એ છે કે સમૂળગું રૂપાંતર કરવું હોય તો સ્વભાવનો આખો પાયો જ બદલવાનો છે. કેવી રીતે વગેરે પ્રશ્નોનો ઉત્તર કાંઇક અંશે "પૂર્ણયોગ"માં મળી શકશે.

"તીવ્ર લાગણી પેદા થવી" એ કાર્ય ચિત્તનું છે. માણસમાં જેટલાં આંતર કાર્યો થાય છે તે પ્રત્યેકને માટે જુદું નામ તથા જુદું સ્થાન અનુભવથી જણાય છે. લાગણી જ્યાં પેદા થાય છે તેને "ચિત્ત" (સામાન્ય ભાષામાં "હૃદય") કહેવામાં આવે છે. તેનું સ્થાન હૃદય આગળ આવેલું છે. લાગણીઓ બધી ત્યાં ઉત્પન્ન થાય છે. જીવનમાં લાગણીઓ આપણને દોરે એ બરાબર નથી. પરંતુ સાત્ત્વિક ભાવ – લાગણી – થાય એમાં કશું ખોટું નથી. એવી લાગણી મનમાં થાય તો તેને અનુભવવી, તથા તેને ઊંચે ઈશ્વર તરફ જવાને આગ્રહ કરવો એ સારૂં છે.

પૂર્ણ ન થવાય ત્યાં સુધી કાર્ય ન કરવું એ વિચાર છે. પરંતુ પૂર્ણ થવાનું કાર્ય તો હાથ લેવાનું રહે છે જ. એ કાંઈ જેવું તેવું નથી.

મનને જેમ બને તેમ શાંત અને ધીર રાખીને આત્મ- ન હોય તો પણ પ્રભુમાં શ્રદ્ધા રાખવી. લાગણીઓ પૂર્ણતાને પામે એ જરૂરનું છે. પરંતુ સામાન્ય રીતે ણામાં આવતી હોય છે તે લાગણીઓ હમેશાં પૂર્ણ હોતી. એટલે તેમના દોરાયા દોરાવાનું ઠીક નથી. પ્રાણ, શરીર સર્વને પૂર્ણ કરવાનાં છે. એ પ્રત્યે ધીમે- પણ દૃઢ પ્રયત્ન, પડતાં આખડતાં પણ, ચાલુ રાખશો મે માર્ગે લઇ જનાર ભોમીઓ તમારા અંતરની સમીપ ં હાજર હતો એવો અનુભવ જરૂર અંતે થશે: હૃદયનો ંનો આર્તનાદ બદલાઇને તેને ઠેકાણે શ્રીકૃષ્ણની મધુર ોનો ધ્વનિ સંભળાશે, વૃત્તિઓના ચગડોળને સ્થાને તપઃશક્તિની સ્થાપના થશે, વિચારનાં અટપટાં મોજાંની ાને સ્થાને દિવ્ય જ્ઞાનના સૂર્યની ચિર સ્થાપના, લાગણીઓનાં નદીઓને ઠેકાણે સ્થિર, ધીર, ગંભીર ભાવ-સમુદ્રની ı અને ક્ષુદ્ર શરીરની ભાવનાને બદલે અમરત્વનો દ આ જ શરીરમાં અને આ જ પૃથ્વી ઉપર થશે.

શ્રદ્ધાપૂર્વક અડગ શક્તિથી એ માર્ગે જવાનો નિશ્ચય નો છે. અંતરને પૂછીને તે નક્કી કરજો. ઉતાવળ હજી આખી શાશ્વતી આગળ આવી રહેલી છે.

૬ : ૨ : '૨૪

*

[ ૬ ]

**પરમ પ્રિય ભાઈ,**

**જ઼ત** કાગળ મળ્યો. એ માર્ગે ચાલવાનો વિચાર કર્યો હશે તો પછી તે કઠિન નહિ લાગે. પરંતુ એ નિર્ણય કેવળ મનથી કરવાનો નથી, પરંતુ આખા અંતરાત્માએ તે માર્ગે ચાલવાનો નિર્ણય કરવો જોઈએ. "સંજોગો મળે તો કઠિન ન લાગે" એ તારો વિચાર કંઈક અંશે ખરો છે. પરંતુ તેમાં પણ ઉપર જણાવ્યા પ્રમાણે જો અંતરાત્માએ એ જ માર્ગે જવાનો નિશ્ચય કરી દીધો હોય તો સંજોગો પ્રતિકૂળ હોવા છતાં સાધક પ્રગતિ કરી શકે અને આગળ જતાં સર્વ સંજોગોને પોતે વશ કરી શકે.

દુનિયાના બીજા પ્રચલિત આદર્શો જરૂર આપણને પોતાના પ્રત્યે ખેંચવાના. આપણે જોવાનું એ છે કે એ સત્યના માર્ગ સિવાય બીજા ગમે તેવા આકર્ષક માર્ગને પણ દૂર મૂકવાનું બળ આપણામાં છે કે કેમ ? જો છેવટ સુધી આપણે આપણા આદર્શને વળગી રહી શકીએ તો પછી "આ જન્મમાં" તે માર્ગે જવામાં શંકા શા માટે રહે એ જ મને સમજાતું નથી. જો અન્ય કોઈ માર્ગ આપણને આકર્ષી પોતાના તરફ લઈ જઈ શકે તો તેમાં બીજા કોઈનો દોષ ભાગ્યે જ કાઢી શકાય. પરંતુ જો આપણે ઈશ્વરી જીવન ગાળવાનો આદર્શ જ દૃષ્ટિ સમક્ષ રાખી તેને જ અનુસરીએ તો પછી તે માર્ગે જવાશે કે નહિ એવી શંકાને સ્થાન જ રહેતું નથી.

માનવની નબળાઈઓથી ડરવાનું જરા પણ કારણ નથી. તે સર્વેમાં હોય છે. હમેશાં યાદ રાખવું કે સર્વ નિર્બળતા આપણી પ્રકૃતિમાં છે, આપણા પોતાના મૂળ સ્વરૂપમાં નથી. જો તેમાં તે નિર્બળતાઓ હોત તો ઈશ્વરપ્રાપ્તિ લગભગ અસંભવિત જ થઈ પડત. આપણા મનમાં પાપમય વિચારો આવે છે ત્યારે આપણામાંના ઘણાખરા "હું પાપ-વિચાર-મય છું" એવું સ્વીકારી લે છે. અહીં જ ભૂલ થાય છે. આપણે પાપમય નથી પરંતુ "આપણા મનમાં પાપી વિચારો આવ-જા કરી રહ્યા હોય છે." આપણે મન નથી; મન એ આપણું એક હથિયાર છે. એમાં આવતા વિચારો આપણે ઉત્પન્ન કરતા નથી. ઘણાખરા બહારથી જ આવે છે. તે જ પ્રમાણે અમુક વાસના થતાં "હું તે વાસના છું. હું કામી છું" એવું માની લેવાને બદલે મારા પ્રાણમય જીવનમાં વાસના ઉત્પન્ન થાય છે એમ આપણે જાણવું જોઈએ. આપણે શરીર નથી, પ્રાણની વાસનાઓ કે મનમાં આવ-જા કરતા વિચારો નથી. આપણે એ સર્વ હથિયારોથી છૂટા છીએ. આ પ્રથમ જાણવું જોઈએ અને ધીરેધીરે અનુભવવું જોઈએ. એને માટે એ સર્વ હથિયારોમાંથી છૂટા થવાનો અભ્યાસ કરવો જરૂરનો છે.

માર્ગદર્શન થવાની જરૂર હશે તો તે આવી મળશે. બહારની મદદની જરૂર પડશે તો તે પણ જરૂર મળી રહેશે એવી શ્રદ્ધા રાખવી એ ઉત્તમ છે. ઈશ્વર સર્વશક્તિમાન છે એ યાદ રાખીને તેનામાં શ્રદ્ધા રાખશો. કોઈ પણ શ્રદ્ધા નહિ ફળવાનું કારણ આપણી પોતાની જ ખામી હોય છે. બાકી

સર્વજ્ઞતાવાળા ઈશ્વરે આપણું હૃદય જાણેલું હોય છે. આપણે આપણી જાતને ઓળખતા નથી. આપણે શોધી કાઢવાનું છે કે આપણે ખરેખર તે પ્રભુને ચાહીએ છીએ કે કેમ? જો તેની જ શોધમાં હોઇશું તો ખાત્રી રાખશો કે તે આપણી શોધમાં ક્યારનો નીકળી ચૂક્યો છે. પરંતુ ઘણી વાર માણસો એમ માની લે છે કે "અમે તો તેની પાછળ છીએ." જ્યારે ખરું જોતાં તે કોઇ બીજી જ વસ્તુની પાછળ હોય છે. એટલે શ્રદ્ધા રાખીને એ જ માર્ગે જવાનો નિશ્ચય રાખતાં આગળ આપોઆપ માર્ગ જણાશે. અને નહિ જણાય તો એ માર્ગે લેઇ જનારા સંજોગો તમારી આજુબાજુ ખડા થશે. પરંતુ એક વાર ખાત્રી કરી જોવી જોઇએ કે આપણે ખરેખર તેને જ માટે ઝંખી રહ્યા છીએ કે કેમ?

તા. ૨૯ : ૩ : '૨૪

*

[ ૭ ]

પ્રિય ભાઇ,

**ગુજરાતમાં** આધ્યાત્મિકના સજીવ હોય એમ જણાતું નથી આધ્યાત્મિકતા હોય છે ત્યાં પણ કેવળ માન, ધન, ભક્તિ આપીને ગુજરાતીઓ સંતોષ માને છે. બંગાળામાં સાધકો ઘણાં હોય છે. વૈષ્ણવ (ગૌરાંગ), રામકૃષ્ણ, તંત્ર, વગેરેની પ્રણાલિદ્વારા અને મઠ, આશ્રમ વગેરે સંસ્થાઓના જુદા જુદા રૂપમાં સાધકો આધ્યાત્મિકતાનો અભ્યાસ કરી

રહ્યા છે. પરંતુ, ગુજરાતમાં સાધનપ્રણાલીની પરંપરા સારી રીતે જળવાઈ નથી. બંગાળામાં ચૈતન્યના સમયથી સાંપ્રત સમય સુધી સીધી સાધનપરંપરા ઉતરી આવેલી છે. આપણે ત્યાં તે પ્રમાણે નથી. જ્યાં સાધનમાર્ગ છે ત્યાં પણ વિશાળતા, બુદ્ધિપ્રધાનતા, અથવા વર્તમાન પરિચય જણાતો નથી. કોરલના મહાત્મા આત્માનંદજી તથા માલસરના માધવદાસજી, ગોધરાના બાપજી વગેરે ઉચ્ચ પ્રકારના હતા. પરંતુ હવે તો તે પણ ગયા. વળી, જનસમાજના જીવનમાં સાધના ઘણો આગળ પડતો ભાગ ભજવતી નથી. જુવાનોમાં પણ એ માર્ગનું વલણ નહિ જેવું જ છે. મૂળ તો વ્યાપારવૃત્તિપ્રધાન, અને તેમાં આધુનિક કેળવણી. પરિણામ એ આવ્યું છે કે નીતિપ્રધાન સ્વભાવ, કર્મદ્વારા પરોપકાર, સેવા વગેરે વૃત્તિઓ, વ્યવહારૂ આચારશુદ્ધિ વગેરેને ખરી આધ્યાત્મિકતા ગણવામાં આવે છે. બૌદ્ધમત બુદ્ધિથી પરિમિત હોવાને કારણે તેનામાં સ્પષ્ટપણે રહી ગયેલી તત્ત્વજ્ઞાનની ખામીઓને આપણા લોકો જોઈ શકતા નથી. અને કેવળ સાત્ત્વિક જીવનને આધ્યાત્મિક ઉન્નતિની પરાકાષ્ટા માની બેસે છે.

જ્યાં ધર્મ છે ત્યા કેવળ અંધશ્રદ્ધા અને અજ્ઞાન છે. પ્રભુપ્રાપ્તિ માટે દૃઢ નિશ્ચય, જ્ઞાનમય શ્રદ્ધા, ખરેખરી જિજ્ઞાસાની ભારે ખોટ છે. નવજુવાનોમાં પણ જીવનના પ્રશ્નો ઉકેલવાની શક્તિ તથા હામ નથી. તેને માટે જોઈતી બુદ્ધિ પણ ઘણા ઓછામાં હોય છે. વળી, આપણી સંસ્કૃતિનો ઊંડો અભ્યાસ કરી તેને જીવનમાં ઉતારવાની વૃત્તિ પણ ઘણા ઓછામાં છે.

કળા નથી, પ્રેરણા નથી, શક્તિ નથી, ઉચ્ચ શ્રદ્ધા નથી. સ્વાર્થ, ધન, માનની લાલસા, કુટુંબના વાડામાં પુરાઇ રહેવાની વૃત્તિ, મહાન આદર્શનો અભાવ વગેરે રૂઢિરક્ષકતા જોડે મળીને આપણા જુવાનવર્ગને શિથિલ બનાવી દે છે.

એવી સ્થિતિમાં આધ્યાત્મિકતાનો પુનરુદ્ધાર અને જીવનની તે પાયાના ઉપર પુનર્ઘટના થવી મુશ્કેલ છે. આગળ ઉપર તે હેતુ પાર પડવાનો હશે તો તેનો માર્ગ જણાશે એટલી શ્રદ્ધા રાખું છું.

બાહ્ય સંસ્પર્શો અનુભવતાં છતાં, સમાધિ થઇ શકે. અલબત્ત, 'સમાધિ'ની વ્યાખ્યા ઉપર સઘળો આધાર છે. બાહ્ય સંસ્પર્શો ચેતનાને બહાર ખેંચવાને બદલે સ્થૂલ ઇન્દ્રિયોદ્વારા પણ તેને તે, પરમ સત્યનો સાક્ષાત્કાર કરાવે છે. એટલે તેની સમાધિ ભંગ ન થતાં, ઉલટી વધારે ઘન થાય છે. આ વિષય અનુભવનો છે.

વ્યાકુળતામાં "વ્યગ્રતા"નો સમાવેશ થાય છે. તે ઉપરાંત, ઉત્સાહ અને વ્યાકુળતામાં ફેર છે. ઉત્સાહમાં પોતાના બળમાં શ્રદ્ધા હોય છે. વ્યાકુળતામાં ચંચળતા અને ઉતાવળભર્યો પ્રયત્ન (feverish endeavour) હોય છે. વળી, "વ્યાકુળતા"માં પ્રાણ અને ચિત્ત અશાન્ત હોય છે. જ્યારે ઉત્સાહમાં તે પ્રમાણે હોતું નથી. ઉત્સાહમાં ધીરત્વ પણ સમાય. વ્યાકુળ-તાના મૂળમાં જે ધગશ હોય છે, તે હોવા છતાં, સર્વ કરણો-માં શાંતિ રાખીને ઉત્સાહ તથા ધીરજપૂર્વક યત્ન કરી શકાય. વ્યાકુળતામાં અધીરાઇ, અશાંતિ, અસ્થિરતા વગેરેને સ્થાન છે. ઉત્સાહમાં તે પ્રમાણે ન હોવું જોઇએ.

કોઈ પણ કર્મનું ધોરણ આંતર છે, એટલે બાહ્યાચારમાં પ્રચલિત નીતિનિયમો દરેક કર્મનું ધોરણ હોઈ શકે નહિ એ પણ યાદ રાખવું. વિચાર ચાલતા હોય છતાં તેમનાથી છૂટા પડી તેમને જોઈ શકાય છે. પુરુષ-પ્રકૃતિનો ભેદ કરતાં, અનુભવથી તે જણાઈ આવશે

વ્યવહારમાં પડતાં સ્મૃતિ લોપ થાય છે તેનો ઉપાય અભ્યાસ છે. સતત જાગ્રત રહેવાનો યત્ન કરતાં ધીમેધીમે તે અભ્યાસ પણ પડશે. એક વાર શાન્ત થયેલા મનમાં જરૂર બીજે દિવસે વિચારો આવવાના, કારણકે, વિરાટ મન જોડે પ્રત્યેક મનનો સંબંધ હોય છે. પરંતુ, પુરુષ તેમને સ્વીકારે કે નહિ, તે તેના પોતાના હાથમાં છે ન સ્વીકારે ત્યાં સુધી તે બંધાતો નથી, એ વિચારોમાં રહેલા સત્યને સ્વીકારતાં પણ તે બંધાતો નથી.

સામાજિક જીવન વિષે ઘણું લખી શકાય તેવું છે. સમાજ એ આત્માના આવિર્ભાવ કરવા માટે સમષ્ટિત્વવાળું અંગ હોઈ તેનો સ્વીકાર કરવાનો છે. પરંતુ તે પણ સત્યના ઉપર પ્રતિષ્ઠિત થવો જોઈએ. સત્યના ઉપર પ્રતિષ્ઠિત થયેલો સમાજ, એટલે આદર્શ સમાજ — જેમાં અદ્વૈત હોય, જેમાં અનંત જ્ઞાન અને શક્તિ પ્રકટ થઈ શકે, જેમાં અન્યોન્યનું યોગ્ય સ્થાન પ્રત્યેક વ્યક્તિ જાણી લે તેવો સમાજ. કુટુંબમાં પણ આપણે ધ્યાનમાં રાખવાનું છે કે "જીવનનો સ્વીકાર" એટલે "જીવનના અજ્ઞાનનો," "ખોટાં બંધનોનો," "સામાજિક રૂઢિના સામ્રાજ્યનો" અથવા તો "કુટુંબની સ્વાર્થીવૃત્તિ"ઓનો સ્વીકાર નહિ.

પ્રથમ તો, આપણે સર્વ સંબંધો અજ્ઞાનમાં રહીને સ્વીકારીએ છીએ. એટલે, હમણાં તેમનો સ્વીકાર તાત્કાલિક (અને હંગામી) જ સમજવો જોઇએ. એ સંબંધોને અંતરથી સ્વીકારવા એ પણ અજ્ઞાનનું કાર્ય છે. બાહ્યદૃષ્ટિએ ભલે બધા સંબંધો જેવા ને તેવા રહે, પરંતુ અંતરદૃષ્ટિથી, જ્યાં સુધી તે સંબંધોમાં રહેલું આધ્યાત્મિક સત્ય, તથા ખરો આધ્યાત્મિક સંબંધ જાણવામાં આવે નહિ, ત્યાં સુધી કોઇ પણ સંબંધનો સ્થાયી સ્વીકાર કરવો એ ભૂલ છે.

જનસમાજમાં અને કુટુંબમાં હમણાં ઘણુંખરું ભાગે જે સંબંધો સ્વીકારવામાં આવે છે તેમનો સ્વીકાર પ્રાણમય, તથા તેમના ઉપર રચાયલાં કાર્યો પણ પ્રાણનાં કાર્યોથી અધિષ્ઠિત હોય છે. ઉદાહરણ તરીકે, સામાન્ય સ્ત્રી-પુરુષનો પરિણીત સંબંધ, મુખ્ય તો, પ્રાણની વાસના ઉપર ઊભેલો હોઇ, પ્રાણના કાર્યને લીધે જ ટકી રહેલો હોય છે. અમુક લાગણીઓ — પ્રેમભાવ વગેરે તેમાં ઉમેરાય છે ખરાં. પરંતુ વાસનાનું બંધન શિથિલ થાય છે એટલે સૂક્ષ્મ દેહમાં રહેલા ભેદો બહાર આવે છે. સામાન્ય રીતે પ્રાણનાં બંધનને લીધે ઉત્પન્ન થતી વાસના, આસક્તિ, કામના વગેરે એ સૂક્ષ્મભેદને ઢાંકી રાખે છે. સમુદ્રના પાણીને લીધે જેમ તળીએ આવેલા ખડકો ઢંકાઇ રહે છે તેવું આ ભેદનું પણ છે. ઇશ્વરકૃપાથી પ્રાણનો સમુદ્ર પ્રાણશક્તિના પાણીથી ભરેલો રહે છે; પરંતુ પ્રાણના દરિયામાં એકદમ પાણીની ઓટ થાય તો સર્વ સૂક્ષ્મ ભેદો બહાર આવી માણસો તેમને અનુભવી શકે, અને સામાન્ય જીવનમાં જે દેખીતું પણ સુખ છે તેનો નાશ થઇ જાય.

અલબત્ત, કેટલાક સંબંધો સૂક્ષ્મ એકતા ઉપર રચાયલા હોય છે પરંતુ, તે બહુ જ થોડા હોય છે. હજારમાં એક બે ઉદાહરણો મળી આવે, જેમાં પ્રાણનું કાર્ય ગૌણ હોય અંતરાત્માનું અદ્વૈત પ્રાધાન્ય ભોગવે છે. ઇચ્છાલગ્ન વગેરેમાં પણ પ્રાણના આકર્ષણથી દોરાઇ પસંદગી કરવામાં આવે છે તો તેમાં થતી ભૂલ કોઇ વાર જણાઇ આવે છે. ઘણી વાર નથી પણ જણાતી. પરંતુ, ઇચ્છાલગ્ન અંતરાત્માની એકતાને આધારે કરવામાં આવે તો ઘણે ભાગે તે સફળ થાય છે. અલબત્ત, આવી એકતાને પારખવી, તથા પ્રાણના તુમુલ, તોફાની મોજાંઓમાંથી તેને છૂટી પાડીને જોવી એ સામાન્ય મનુષ્યને માટે ઘણું મુશ્કેલ છે. કામના, કામવાસના વગેરેને બાતલ કરી, પતિપત્નીએ અંતરાત્માનું અદ્વૈત અનુભવવું એને સામાન્ય રીતે આદર્શ લગ્ન ગણાય છે. કવિતામાં, નાટકોમાં, સાહિત્યમાં, આવાં લગ્નો વખાણી વિધવિધ ભાવનાઓથી શોભાવવામાં આવે છે, તથા કલ્પના વગેરેના રંગ પૂરી તેને આકર્ષક બનાવવામાં આવે છે.

આ અદ્વૈત પ્રાણના, કામનાના, કામવાસનાના આકર્ષણ કરતાં ઉચ્ચ પ્રકારનું હોવા છતાં સર્વોત્તમ નથી. એને અંતરાત્માનું (psychic) અદ્વૈત કહી શકાય. આદર્શ સંબંધ તેનાથી પણ ઉચ્ચ છે આધ્યાત્મિક ભૂમિકામાં પતિ-પત્ની બન્ને એકબીજાનું અદ્વૈત જોઇ શકે છે. એટલું જ નહિ, પરંતુ એ આધ્યાત્મિક ભૂમિકામાં, અદ્વૈત એટલું તો સચોટપણે સિદ્ધ હોય છે, કે બન્ને જુદાં છે એ ખ્યાલ સ્થૂલ ભૂમિકામાં આવતાં પણ થતો નથી. વળી, બન્નેની

પ્રકૃતિ એવી તો સંવાદી બની જાય છે કે તેનું વર્ણન પણ ન થઇ શકે. આ અદ્વૈતમાં પતિ પુરુષરૂપે અને પત્ની તેની શક્તિ – દિવ્ય પ્રકૃતિ – રૂપે અન્યોન્ય અનુભવે છે. તે ઈશ્વરરૂપ હોઈ સ્ત્રી તેની શક્તિ થઇ રહે છે.

ઉપર જણાવેલી એકતા ગમે તે સ્ત્રી જોડે અનુભવી શકાય નહિ એ દેખીતું છે. સામાજિક દૃષ્ટિએ જેની જોડે લગ્ન થયાં હોય તે સ્ત્રી આધ્યાત્મિક દૃષ્ટિએ તેની શક્તિ ન પણ હોય એ તદ્દન સંભવિત છે. અને, તે પણ આપણા સમાજની આધુનિક દશામાં તો ઘણાં ઉદાહરણોમાં એમ બનવું અનિવાર્ય છે. એટલે, પરિણીત સ્ત્રી આધ્યાત્મિક દૃષ્ટિએ જોતાં પોતાની સ્ત્રી ન હોય એમ પણ બને એટલા માટે જ રૂઢિથી સિદ્ધ થયેલો સંબંધ પ્રાણનાં બંધનોથી અચ્છિન્ન હોય, તેનો સ્વીકાર કરવો એ ભૂલ છે, એમ મેં આગળ જણાવ્યું હતું.

અને હવે તમને સ્પષ્ટ જણાશે કે સ્ત્રી ખરેખર પુરુષની શક્તિ રૂપે હોય તો તે અંતરાત્માનું અદ્વૈત તથા પ્રાણનું અદ્વૈત – સર્વ પ્રકારની એકતા – પોતાના આધ્યાત્મિક સાથી જોડે અનુભવ્યા વિના રહેજ નહિ. તેવી સ્ત્રી સર્વભાવે, પોતાનું સર્વસ્વ – સંપૂર્ણ આત્મસમર્પણ કરી, સર્વ સ્વાર્થનો, દુનિયાદારીનો, જગતના બોલવાનો, સામાજિક રૂઢિનાં બંધનોનો ત્યાગ કરી પુરુષના કાર્યમાં જોડાશે, એટલું જ નહિ, પરંતુ તેની શક્તિ રૂપ થઈ, તેને બળ આપશે. તેના આદર્શમાં પોતે સહાય-ભૂત થશે, એટલું જ નહિ, પરંતુ તેને તે આદર્શ સિદ્ધ કરવાને પોતે સતત જાગ્રત રાખશે. આ પ્રમાણે કરવામાં તેના

અંતરમાં દુઃખ નહિ થાય, એટલું જ નહિ, પરંતુ તે અદ્ભુત આનંદ અનુભવી શકશે. જગતની દૃષ્ટિએ સામાજિક સંબંધ હોય છે તેવો સંબંધ તે પોતાના પતિજોડે નહિ ઇચ્છે. તે પોતે પતિને પ્રભુરૂપ જાણીને, તેનું ઈશ્વરત્વ આત્મામાં અનુભવી શકશે, તથા તે પ્રભુનો જીવનમાં આવિર્ભાવ થાય તેટલા માટે પોતે તેને પ્રેરણા આપી તેના સક્રિય સહાયક તરીકે ઊભી રહેશે. પડખે સાથે જ રહેવું, સાથે જ સૂવું, અમુક પ્રકારે વર્તવું વગેરે બાહ્યાચારની તેમને જરૂર પડતી નથી. કોઇ ઉચ્ચતમ આધ્યાત્મિક સૃષ્ટિ અહીં ઊભી કરવાના સ્વપ્નને સિદ્ધ કરવાને બન્ને સતત પ્રયત્ન કરતાં હશે. આંતર એકતા સિદ્ધ હોવાથી, પતિને પત્ની અથવા પત્નીને પતિ હમેશાં અંતરમાં હાજર દેખાશે.

પ્રજોત્પત્તિ પણ આવા આદર્શની વિરુદ્ધ નથી. પરંતુ, પ્રાણમાં રહેલી અજ્ઞાનમય, અશાન્ત, તોફાની કામવાસનાને વશ થઇને પ્રજોત્પત્તિ કરવી એ અજ્ઞાન છે. ભોગવૃત્તિ વિના પ્રજોત્પત્તિને ખાતર સંભોગની ક્રિયા થઇ શકે છે. ગીતામાં धर्माविरुद्ध काम – કહેવામાં આવ્યો છે તેનો આશય એવા પ્રજોત્પાદનને સંમતિ આપવાનો હોવો જોઇએ.

જ્યાં સુધી દિવ્યશક્તિ આધારમાં સ્થાપન થઇ ન હોય તથા યોગની પ્રગતિ થઇ, વિજ્ઞાનમય ચેતનાને સ્થૂલ શરીર પર્યંત લાવવામાં ન આવે, ત્યાં સુધી કોઇ પણ પ્રકારની પાશવ વૃત્તિને વશ થવું એ ભૂલ છે. પતિપત્ની બંનેએ યોગમાં પ્રગતિ કરી, ઉપર શક્તિને સ્થાપન કરી, સમગ્ર જીવનમાં સત્યનો સાક્ષાત્કાર કરવો. પ્રભુનો સાક્ષાત્કાર કરવો

એ પ્રથમ કાર્ય છે અને ત્યાર પછી દિવ્યશક્તિની ઇચ્છા પ્રમાણે જીવન વ્યતીત કરવાનું હોવાથી તેના ઉપર જ ભવિષ્યને છોડતાં શીખવું જોઇએ. આ કાર્ય બહુ જ મુશ્કેલ છે. પરંતુ પૂર્ણયોગનો સાધક આ આદર્શ ન સ્વીકારે તો બીજું કોણ તે સ્વીકારી શકે? આપણે તો જીવનમાં ઇશ્વરનો આવિર્ભાવ કરવો છે ને? તો પછી, વાડો વટાવી, અવનવા પ્રદેશોમાં ઘૂમવાથી શા માટે ડરવું જોઇએ?

તેટલા માટે, હાલની અજ્ઞાનમય અવસ્થામાં, પરિણીત જીવન સ્વીકારવું એ ભૂલ છે, તથા કુટુંબની પ્રત્યેની સામાન્ય વિચારોથી પ્રેરાયેલી લાગણીઓને જોઇએ તે કરતાં વધારે મહત્ત્વ આપવું એ પણ ભૂલ છે; તથા "મારૂં કુટુંબ" વગેરે લાગણીઓને અંદર સ્થાન આપવામાં પણ કેટલીક ભૂલ છે. સર્વ ઇશ્વરનું છે. આપણું કુટુંબ પણ, તેનું પ્રથમ, અને આપણું પછીથી, છે.

આટલા ઉપરથી કાંઇ દિશા જણાશે એવી આશા છે. જીવનના સ્વીકારનો અર્થ બરાબર સમજવો જરૂરનો છે. જીવન હમણાં જેવું છે, તેનો સ્વીકાર કરવો એ અજ્ઞાનનો સ્વીકાર કરવા બરોબર છે. "જીવનના સ્વીકાર"નો અર્થ એટલો જ છે કે જૂના યોગીઓ જે પ્રમાણે, બુદ્ધિ, ચિત્ત, પ્રાણ, શરીર વગેરે કરણોને આવિર્ભાવના સાધન તરીકે વાપરતા નહિ, અને તેમનો ત્યાગ કરી દેતા તેમ આપણે કરવા માગતા નથી. આપણે તે કરણોને સ્વીકારીએ છીએ, અને તેમનું દૈવી પ્રકૃતિમાં રૂપાંતર કરી, જીવનમાં તેમનાદ્વારા પ્રભુનો આવિર્ભાવ કરવા માગીએ છીએ. પરંતુ, તે આવિર્ભાવ,

હમણાં આપણે મનદ્વારા કે બુદ્ધિદ્વારા નક્કી કરી શકીએ નહિ એ દેખીતું છે, એટલે સર્વ સંબંધો, કરણો વગેરેનો જ્ઞાન-પુર્વક જ સ્વીકાર કરવો જોઇએ.

તા. ૨૯ : ૫ : '૨૪

*

[ ૮ ]

**ચિ. ભાઈ,**

**તપસ્શક્તિ** એટલે will power. તપસ્શક્તિ અને કામના, ઇચ્છા વગેરેમાં ભેદ રહેલો છે. તે "યૌગિક-સાધન"ના પુસ્તકમાં બરાબર સમજાવેલો છે. ચેષ્ટા એટલે પ્રયત્ન. વ્યક્તિ પોતાનો પ્રયત્ન કરે તે ચેષ્ટા. ચેષ્ટા એ પણ તપસ્શક્તિ નથી. વળી, તપસ્શક્તિ દરેક ભૂમિકા ઉપર જુદે જુદે રૂપે દેખાય છે. દા. ત. મનોમય ભૂમિકામાં જે તપસ્શક્તિ છે, તે પ્રાણની ભૂમિકામાં રહેલી તપસ્શક્તિ કરતાં જુદા સ્વરૂપની હોય છે અને જુદી રીતે કાર્ય કરતી હોય છે. ખરું છે કે અંતે તો બધી જ શક્તિ ભગવાનની દિવ્ય તપઃશક્તિ જ છે; પરંતુ આપણી બુદ્ધિને તેનો બરાબર ખ્યાલ આવવા માટે આ પ્રમાણે અવલોકન કરવું જરૂરનું છે.

તપઃશક્તિનું મુખ્ય કાર્ય સફળતાસાધક શક્તિની એકાગ્રતા કરવાનું છે. તેમાં ઇચ્છાને સ્થાન નથી હોતું. ઇચ્છા તો કોને થાય ? જેને એમ ભાન થતું હોય કે "મારી પાસે આ — અમુક નથી અને મારે તે જોઇએ છે" તેને. એનો

અર્થ એ કે જે માનવ સ્વરાટ અને સમ્રાટ ન હોય તેને જ ઇચ્છા થાય. પરંતુ, જે આત્મસ્થ થાય તેનામાં તપશ્શક્તિ જાગ્રત થઇને "અમુક થવું જોઇએ" એવું દબાણ કરનારી એકાગ્રતા લાવે છે. તેના ફળની તેને દરકાર હોતી નથી. તે તપસ્શક્તિ તટસ્થ શક્તિ(impersonal force)ના જેવી, ઘણી વાર તો સ્વયંભૂ, લાગે છે. આપણા અંતરાત્મામાં સર્વ જ્ઞાન હોય છે એટલે જ્યારે બહારની પ્રકૃતિમાંથી આપણને નડતા અંતરાયો દૂર થઇ જાય છે ત્યારે ત્યાં આગળ અગ્નિની શિખા જેવી સતત જ્વલંત તપઃશક્તિની ઊર્ધ્વગતિ આપણે અનુભવીએ છીએ.

આ બધું કદાચ બરાબર ન સમજાય માટે દાખલો આપીને સ્પષ્ટ કરીશ. તમે ધ્યાનમાં બેઠા, પછી નકામી ઇચ્છાઓ વગેરે આવી, તેને તમે દૂર કરી. એક જ વિચાર ઉપર યા તો હૃદયની એક જ ભાવના ઉપર સકળ ચૈતન્યને એકાગ્ર કરવા પ્રયત્ન કરો. છેવટે, બધું શાન્ત થઇ તમારા આખા ચૈતન્યમાં "સમર્પણ ભાવ" જાગ્રત રહે અને તમે જુદે જુદે સ્વરૂપે સમર્પણની આંતરક્રિયાઓ કરો. આ કાર્ય શરૂઆતમાં હૃદયની લાગણીઓ,—ભાવો—કરે છે, પરંતુ સ્થિરતા સ્થાપન થતાં તે તપઃશક્તિનું સ્વરૂપ ધારણ કરે છે.

બીજો દાખલો લો. મન (એટલે કે બુદ્ધિનું કેન્દ્ર) શાંત થતું નથી. તમે જેમ જેમ અશાન્ત થઇને બળપૂર્વક મથશો, અર્થાત્, ચેષ્ટા કરશો તેમ તેમ કદાચ અશાન્તિ વધશે. પરંતુ, તમે શાંત, સ્થિર, મનોમય તપઃશક્તિનો પ્રયોગ શરૂ કરશો એટલે કે, પ્રથમ તો તમે, "અશાન્તિ

મારામાં છેજ નહિ, પરંતુ બહારથી આવે છે; મારા મૂળ-સ્વરૂપમાં અશાન્તિ નથી માટે તે દૂર થવી જોઇએ." આટલી શાન્ત, સ્થિર, આજ્ઞાકારી તપઃશક્તિ જાગ્રત રાખશો અને તમારા ધારવા મુજબ એકદમ તે અશાંતિ તમારા આધારમાંથી બંધ ન પડે તેથી ગભરાશો નહિ, તો તમને ધીરે ધીરે જણાશે કે એ તપઃશક્તિ સફળ થતી જાય છે —અને અચૂક કાર્ય કર્યાં વિના રહેતી નથી. પરિણામ આપણને દેખાય કે ન દેખાય, તપઃશક્તિ તો સફળતા સાધનારી એકાગ્રતા સ્થાપન કર્યે જ છોડે. અને પરિણામ આપોઆપ આવે. પરિણામ આવતાં શુદ્ધ તપઃશક્તિ ફુલાઇ જતી નથી. તેને મન તે એક સ્વાભાવિક કાર્ય જેવું જ હોય છે.

જ્યારે અંતરાત્માની આજુબાજુ અપૂર્ણ પ્રકૃતિના સંસ્કારો, આવરણો, અસત્ય ક્રિયાઓ વગેરે વિંટાઇ રહ્યાં છે તે દૂર થાય છે ત્યારે અંતરાત્મામાં પોતામાં રહેલી એ શાંત તપઃશક્તિ, બુદ્ધિના વિચારનો આશ્રય સરખો લીધા વિના, આપોઆપ સ્થિર કાર્ય કરતી આપણને જણાય છે. એ તપઃશક્તિ આપણી અપૂર્ણ પ્રકૃતિથી સ્વતંત્ર, અને નિર્મુક્ત હોય છે. ખરું જોતાં, જાગ્રત, અપૂર્ણ પ્રકૃતિની પાછળ રહેલી તે તપઃશક્તિ જ માનવને આધ્યાત્મિક જીવન પ્રત્યે દોરી જાય છે. જ્યારે અંતરાત્મા પ્રકાશે છે, અથવા તો જ્યારે માનવ બાહ્ય પ્રકૃતિમાંથી દૂર જઇ અંતરમાં ડૂબકી મારે છે, ત્યારે ત્યાં આગળ તે એ તપઃશક્તિની ઊર્ધ્વગતિ જુએ છે. અંતરાત્મા તો આપોઆપ જ એવી શક્તિ—

તપઃશક્તિ – ધરાવે છે. તેને પ્રયત્ન કરવો પડતો નથી. અને સાધનામાં આગળ ગયા પછી સાધકને પ્રયત્ન કરવો પડતો નથી તેનો અર્થ પણ એ જ થાય કે "જ્યારે સાધક પોતાનામાં અંતરાત્માને કે મનની ઉપર રહેલા જીવાત્મા (central being)ને જાગ્રત કરી શકે છે, ત્યાર પછીથી સાધના તેનામાં રહેલી તપઃશક્તિ જ કરે છે. શું કરવું? શું ન કરવું? શું માગવું? હમણાં શેની જરૂર છે? વગેરે પ્રશ્નો બુદ્ધિથી નક્કી કરવાની પછીથી જરૂર પડતી નથી. આપોઆપ જ તેમનો નિકાલ થઇ જાય છે. પરંતુ તેમ થતાં પહેલાં ઘણો સમય સતત જાગ્રત પ્રયત્ન કરીને, મનોમય, તથા પ્રાણમય, તપઃશક્તિ કેળવવી પડે છે. તેમાંથી કામના, વાસના, અહંતા વગેરે તત્ત્વો બાતલ કરી તેને વિશુદ્ધ કરવી પડે છે. ત્યાર પછી તેનામાં પૂરતી એકાગ્રતા લાવવી પડે છે. છેવટે તેને પણ પ્રભુને અર્પણ કરી ભગવાનની દિવ્ય તપઃશક્તિમાં તેનું રૂપાંતર કરવા માટે માગણી કરવાની હોય છે.

"યૌગિક સાધન"માં તપઃશક્તિનો ખ્યાલ સમજાવ્યો છે તે જોઇ જશો તો પણ કાંઇક ચોક્કસ ખ્યાલ આવશે.

બ્રહ્મચર્ય વિષે લાંબો રસ્તો લેવાનો છે. તે હુમલાઓ પાછળ અવિદ્યાની શક્તિઓ હોય છે. તેમનાથી સંપૂર્ણપણે બચવા માટે ઉત્પાદક શક્તિનું કેન્દ્ર (centre of creative power) હમણાં જ્યાં છે ત્યાંથી ઉપર ખેંચી લેવું જોઇએ. અલબત્ત, એ બહુ સહેલું નથી, પરંતુ પ્રયત્નથી સાધ્ય છે.

'બીજી કયી વસ્તુ ઉપર ધ્યાન આપવું' તે વિષે પ્રયત્ન કરવાની જરૂર નથી. જેમ જેમ એક એક કાર્ય થતું જશે, તેમ તેમ આપણી ખાસ જરૂરીઆત પ્રમાણે ભગવાનની શક્તિ આપોઆપ જે કરવાનું હશે તે બતાવશે. જ્યાં આગળ અજ્ઞાન છુપાયું હશે ત્યાંથી તેને ઊંચું કરી આપી દેખાડશે. અલબત્ત, એ અનુભવ બહુ જ કડવો હોય છે. પરંતુ, એ પ્રમાણે ન બતાવે તો આપણને જ્ઞાન મળે નહિ, એટલે હજી સુધી તૈયાર નહિ થયલા ક્ષેત્ર તરીકે એવી અપૂર્ણતાઓને જોવી અને જાણવી જોઇએ. તેમનાથી દૂર નાસવાની જરૂર નથી તેમ તેમને આમંત્રણ આપવાની પણ જરૂર નથી. આપોઆપ ઊભી થાય ત્યારે જોવી, જાણવી, એનું જ્ઞાન મેળવી, દૂર કરવા જેવી હોય તેને ઉપરની દિવ્યશક્તિની મદદથી દૂર કરવી. આ કાર્યક્રમ છે. શું કરવું ? એના ઉપર આગળથી જરા યે વિચાર કરવાની જરૂર નથી. શાંત, સમતાવાળી અને સાક્ષીત્વવાળી અવસ્થા સ્થાપન કરી હૃદય આગળથી ભગવાનની શક્તિને, મસ્તકની ઉપરથી આવવા માટે આહ્વાન કરવું અને તેને સઘળું અર્પણ કરવાનો સંકલ્પ કરવો. આટલું બસ છે. બીજું શું કરવું તે આપોઆપ જણાઇ રહેશે.

ધંધા વગેરેમાં શિથિલતા આવવી જોઇએ નહિ. તેનો નિયમિત સમય રાખી, ચોક્કસ કામ કરવાનો અભ્યાસ પાડવો જરૂરનો છે. જાતમાં જોયા કરવું એ તો સારૂં જ છે. પરંતુ, એ કે ચાર કલાક ધંધા માટે કાઢ્યા હોય ત્યારે, આપણી જાતને ધંધામાં મૂકી તેને જોવી, અને ત્યાં પણ સમતા, સમર્પણ

વૃત્તિ વગેરે સ્થાપન કરવા આંતર પ્રયત્ન ચાલુ રાખવો. પરંતુ, બાહ્યકાર્યમાં જરા પણ શિથિલતા કે નિષ્ફળતા આવવા દેવી જોઈએ નહિ.

તા. ૨૦ : ૬ : ૧૯૨૪

*

[ ૯ ]

**પરમ પ્રિય ભાઈ,**

જત બંને કાગળો મળ્યા. વાંચી આનંદ થયો છે. પોતાના આંતરજીવનનું અવલોકન કરવું તથા તેમાં રહેલી ગૂંચોને જોવી એ આત્મજ્ઞાનનું પ્રથમ પગલું છે. જીવનના વિધવિધ પદાર્થોની વિવિધતા પ્રથમ જોવામાં આવે છે ત્યાર પછી તેની પાછળ રહેલી એકતા જાણવાનો પ્રયત્ન કરવામાં આવે છે; અને એ પ્રયત્ન કર્યા પછી તે એકતા પ્રાપ્ત થાય છે.

"આટલાં બધાં તત્ત્વો જગતમાં આવી રહ્યાં છે અને તેમાં મેળ નથી" એવું અવલોકન પ્રથમ થાય છે ત્યારે જ ભૌતિકશાસ્ત્રવેત્તા શોધખોળ કરવાનું કામ કરવા લાગી જાય છે. અને મહાન પ્રયાસને અંતે દેખીતી અવ્યવસ્થા પાછળ કાર્ય કરી રહેલી વ્યવસ્થાને તે જાણી શકે છે. આકાશમાં તારાઓ દેખાય છે. તે એકાદ અજ્ઞાની માણસને એવા તો અનિયમિત અને જરા પણ અર્થ વિનાના દેખાય છે કે તેને આકાશના સુંદર તારાજડિત ઘુમટમાં અવ્યવસ્થા અને ઘુણા-

ક્ષરની પેઠે (કાકતાલીયની પેઠે) અકસ્માત એકત્ર થએલી વસ્તુઓનું જૂથ જ જણાય તો તેમાં નવાઇ નહિ. પરંતુ આવી અવ્યવસ્થા શા માટે? એવો પ્રશ્ન કરી આ દેખીતી અવ્યવસ્થા પાછળ એકતા અને વ્યવસ્થાનો કોઇ નિયમ હોવો જ જોઇએ એવી શ્રદ્ધા માનવના મનમાં સ્વાભાવિક રીતે જ જાગે છે. સઘળું જગત અકસ્માતને પરિણામે, અવ્યવસ્થિત અને અનિયમિત રીતે, ચાલી રહ્યું છે એ વિચાર માનવઅંતરમાં રહેલો આત્મા સ્વીકારવાની ના પાડે છે; કારણકે મનને જ્ઞાન નથી હોતું તો પણ મનથી પર રહેલા તેના સ્વરૂપને એ એકતાનું ભાન હોય છે. છેવટે માનસિક બુદ્ધિદ્વારા પ્રયત્ન કરતાં તેની શ્રદ્ધા તેને ખરી પડતી જણાય છે. અને તે જ્ઞાન મેળવી શકે છે, એટલું જ નહિ પરંતુ શક્તિ પણ પ્રાપ્ત કરે છે.

અંતર જીવનનું પણ એ જ પ્રમાણે છે. માનવજાતિનો મોટો ભાગ હજી પોતાના અંતરમાં અવ્યવસ્થા અને અંધાધુંધી ચાલી રહી છે એટલું પણ જાણતો નથી. પેલા ગામડીઆ જેટલું પણ તેમને પોતાના સ્વભાવનું જ્ઞાન નથી. ખાવું, પીવું અને ઇંદ્રિયસુખોમાં જીવન વ્યતિત કરવું, થોડા ઘણા સગાંઓનું પોષણ કરવું, નાતજાતમાં આબરૂ મેળવવી, ધન-સંચય કરવો, કાંઇક પરોપકાર કરવો, રૂઢિ પ્રમાણે મંદિરે દર્શન કરવા જવું, થોડું ઘણું ભણવું; ત્યાર પછી બહુ તો લખવાનો પ્રયત્ન કરવો; પુસ્તકો લખવાં, લેખક થવું, તેનાથી આગળ જાય તો દેશસેવા કરવી, ભાષણો કરવાં, જાહેર પ્રવૃત્તિઓમાં ભાગ લેવો; તેથી પણ આગળ વધે તો સંગીન

કાર્યો મૂગે મોંઢે કરવા યત્ન કરવો. કર્મયોગનું આચરણ કરી નિષ્કામપણે સર્વ કર્મો કરવાં — આ ચઢતી ઊતરતી માનવજાતિની ભૂમિકાઓની સ્થિતિ છે.

પરંતુ જીવનનો આદર્શ શો? જીવનનું રહસ્ય શું? આદર્શને જીવનમાં કેવી રીતે પ્રાપ્ત કરવો? પોતાની પ્રકૃતિના સ્વામી કેવી રીતે થવું? ઈશ્વર છે કે નહિ? તે હોય તો તેને કેવી રીતે જાણી શકાય? કુટુંબજીવનનું અંતિમ સત્ય શું છે? ધન કમાવાનું અંતિમ રહસ્ય શું છે? સામાજિક સંબંધ કયા સત્ય ઉપર રચાવા જોઈએ? ખરો દંપતીધર્મ કોને કહેવાય? તેને કેવી રીતે જાણવો અને આચારમાં મૂકવો?

આ પ્રશ્નો સામાન્ય રીતે માનવને થતા જ નથી. અને યુવાવસ્થામાં ઘણાને થાય છે તો પણ થોડાં વર્ષો રહી સામાન્ય જીવનનું આકર્ષણ પ્રબળ થતાં આ બધી જ્ઞાનની તૃષા શમી જઈ બીજી વસ્તુઓ તેમનું સ્થાન લે છે; અને થોડી જ વ્યક્તિઓ એ પ્રશ્નોનો ઉકેલ લાવવામાં જીવનનું સાર્થક્ય માને છે.

આ બધાનો અર્થ જીવનનો ત્યાગ કરવો, સંસારથી ભાગી જવું, પૈસા કમાવા જ નહિ, સ્ત્રીનો ત્યાગ કરવો એવો થતો નથી.

અંતર જીવન તરફ દૃષ્ટિ કરી તેમાં અવ્યવસ્થા છે તે જોવાની ટેવ પડી છે તે આત્મજ્ઞાન પ્રત્યે પ્રથમ પગથીઉં છે એમ આગળ મેં કહ્યું છે.

સર્વ કાર્યમાંથી સર્વ પ્રકારની અહંતા દૂર ન થઈ શકે એ પણ ખરું છે; તો પણ અહંતાના ઉપર ટકી રહેલી કર્મનાં ફળ પ્રાપ્ત કરવાની ઇચ્છા છે તેનો ત્યાગ કરવાનો

પ્રયત્ન કરવો પ્રથમ જરૂરનો છે. અર્થાત્ સર્વ કર્મો કરતાં તેના ફળની ઇચ્છાનો અંતરથી ત્યાગ કરવો. બાહ્ય ત્યાગ જરૂરનો નથી. એનો અર્થ બેદરકારીથી અથવા તો, ગમે તેમ અનિયમિત રીતે, કર્મ કરવાં એવો થતો નથી. "અમુક કર્મ કરવું જોઇએ." એવો બુદ્ધિથી નિર્ણય કર્યા પછી તો તેને સફળ કરવાના સર્વ યોગ્ય પ્રયત્નો કરવા જ જોઈએ; પરંતુ તે સર્વ પ્રયત્નો કરતાં ફળને વિષે અનાસક્તિ રાખવી અને ધારેલું પરિણામ ન આવે તો પણ અંતરની સમતાનો ભંગ થવા દેવો જોઇએ નહિ.

વળી આટલું થઈ શકે ત્યાર પછી "હું કર્તા છુ" એ કર્તાબુદ્ધિનો ધીમેધીમે ત્યાગ કરવાનો અભ્યાસ કરવો પણ જરૂરનો છે. "હું કર્તા નથી" પરંતુ "હું ઇશ્વરનું કરણ છું" એવો અભ્યાસ ધીમેધીમે પાડવાથી તે સાધી શકાય છે.

આ પ્રમાણે કરવા માટે પોતાની પ્રકૃતિથી પોતે છૂટા પડવાને યત્ન કરવો જરૂરનો છે. એટલે કે કામનાઓ તથા ઇચ્છાઓ, લાગણીઓ તથા આવેગો, વિચારો તથા નિર્ણયો આપણે નથી, આપણે તેનાથી જુદા છીએ. એ સર્વે આપણાં હથિયારો છે, એ અભ્યાસ ધીમેધીમે કરવો જોઇએ.

આટલું હાલ તરત બસ છે, કારણકે આ જ્ઞાન બુદ્ધિથી જાણવામાં સમાયલું નથી પરંતુ અભ્યાસ કરી સાક્ષાત્કાર-વડે જાણવાનું છે અને તેને જીવનમાં ઉતારવાનું છે.

પાપ કરીને ઇશ્વરને તે સમર્પણ થઇ શકે જ નહિ કારણકે તે "પાપ છે" એવી ખબર તો આપણને અંતરમાં

પડી હોય છે. અર્થાત્ તે ઈશ્વરને અર્પણ થવા માટે લાયક નથી એ તો નક્કી. આપણે પોતે જેને અસત્ય તરીકે જાણી શક્યાએ તેનો તો ત્યાગ જ કરવો જોઈએ.

"આત્મા અનંત, સર્વશક્તિમાન છે." વગેરે ખરું છે. પરંતુ તે જો પોતાનું સર્વશક્તિમાનપણું અજ્ઞાનપણે ધારણ કરે તો જગત ટકે પણ નહિ! કારણકે સર્વશક્તિમાન હોવાથી તે ગમે તે કરી શકે. પરંતુ સર્વશક્તિમાન હોઈ તે સર્વજ્ઞ પણ છે, અને સર્વજ્ઞ થવા માટે અત્યારની સ્થિતિમાં તેણે પ્રયત્ન કરવો પડે છે. એનું કારણ તે હમણાં "સર્વજ્ઞ નથી" એવું નથી પરંતુ જગતમાં જીવનરૂપે જે આવિર્ભાવ થાય છે તેમાં એ સર્વશક્તિમાનપણું અમુક પ્રકારે જ વ્યક્ત કરી શકાય છે. હમણાં આપણે જે વિચારો ઈશ્વર વિષે બાંધીએ છીએ તે બધા માનસિક છે એટલે તે સઘળા અપૂર્ણ છે. સર્વશક્તિમાનપણાનો તું જેવો બાંધે છે તે ખ્યાલ પણ માનસિક છે. એટલે તે તદ્દન ખરો નથી. અલબત્ત, તેની પાછળ સત્ય રહેલું છે ખરું.

સર્વશક્તિમાનપણાના માનવના ખ્યાલો કેવા તો ભૂલ ભરેલા અને અપૂર્ણ હોય છે તેનાં ઉદાહરણો જોવાથી કાંઈક ખ્યાલ આવશે. સામાન્ય રીતે એવી દલીલ કરવામાં આવે છે કે ઈશ્વર જો સર્વશક્તિમાન હોય તો જગતમાંથી દુઃખ, પાપ, શોક, મૃત્યુ, વ્યાધિ વગેરેને કેમ દૂર કરતો નથી? આમાં ઈશ્વરની ચેતના પણ માનવના જેવી જ છે એવું સ્વીકારી લેવામાં આવેલું છે. અર્થાત્ માનવ એક વસ્તુને જે પ્રકારે જુવે છે તે જ પ્રકારે ઈશ્વર પણ તેને જાણે છે એવી ગર્ભિત

માન્યતા એમાં રહેલી છે. પણ એ સાચી નથી. બધા માનવો જ્યારે એક ઘટનાનું કે વસ્તુનું એક સરખું મૂલ્ય આંકતા નથી તો પછી ઈશ્વરની ચેતનામાં તેમનું મૂલ્ય સઘળું જુદું હોય એ કેટલું દેખીતું છે. દુઃખો નિમંત્રણ આપનારા અને તેને ઇષ્ટ ગણનારા માણસો હોય છે. વળી, સર્વશક્તિમાન-પણામાં આપણા ધાર્યા પ્રમાણે સઘળું નહિ કરવાની શક્તિ-નો પણ સમાવેશ થાય છે. ખરું જોતાં, ઈશ્વર સર્વશક્તિ-માન છે તેનો સારામાં સારો પુરાવો જ એ છે કે તે પોતાની સત્તા નિરંકુશ સત્તાધીશ પેઠે વાપરતો નથી. તે માનવનાં મન બળજોરીથી ફેરવી નાખતો નથી પરંતુ તેમનામાં આપોઆપ ફેરફાર થાય ત્યાં સુધી વાટ જુવે છે. એક સમ્રાટ જ્યારે પોતાની સત્તા વાપરીને લોકોને વશ કરે છે ત્યારે ખરું જોતાં તે પોતાની સત્તામાં અવિશ્વાસ પ્રકટ કરે છે. ઈશ્વર સર્વશક્તિ-માન છે માટે જ પોતાની અંતિમ વિજયની તેને સંપૂર્ણ ખાત્રી હોઇ તે ઘડીઘડીમાં આપખુદપણે સત્તા વાપરતા નથી.

કામનાઓનો ત્યાગ – ક્ષય – કરવો એ ઈશ્વરપ્રાપ્તિનો હેતુ નથી. અલબત્ત, ઈશ્વરને પ્રાપ્ત કરતાં પહેલાં પ્રાણની વાસના-ઓ અને સાત્ત્વિક ઇચ્છાઓનો પણ માણસે ત્યાગ કરવો જોઇએ એ નિર્વિવાદ છે. પરંતુ અમુક માણસ કર્મ કરે છે માટે તે કામનાથી પ્રેરાય છે એવો સિદ્ધાંત બાંધી દેવો એ ભૂલ છે.

શ્રીકૃષ્ણની ધર્મ સ્થાપવાની ક્રિયાને કામના ન કહેવાય! કારણકે જગતમાં આત્માનો આવિર્ભાવ થાય છે તે કાંઇ જગતથી દૂર નાસી જઇ નિર્વાણમાં લય પામી જવા માટે

થતો નથી. પરંતુ જીવનમાં અજ્ઞાનમય દેખાતાં બંધનોમાં અને શરીર, પ્રાણ અને મન જેવાં અપૂર્ણ દેખાતાં કરણોમાં અનંત પૂર્ણતાનો આવિર્ભાવ કરવા માટે છે. બૌદ્ધ મતમાં આ સિદ્ધાંતને ગણકારવામાં આવ્યો ન હતો, માટે જ તે આર્યાવર્તમાં ન ફાવ્યો અને જ્યાં જ્યાં બૌદ્ધ મત પ્રચલિત છે ત્યાં ત્યાં પણ સર્વત્ર "નિર્વાણ" આદર્શ ગણાતો નથી. પરંતુ તેને પ્રાપ્ત કરવાનાં સાધનો દયા, પરોપકાર, સત્ય વગેરે વધારે અનુસરાય છે.

સર્વ કામના છોડી દેવી એનો અર્થ મૃતવત્ થવું એવો નથી. ભીંતો તથા માટી કામનાઓ કરતી નથી છતાં તેઓ મુક્ત નથી. તેઓ પૂર્ણ નથી. પર્વતો કામના કર્યા વિના સેંકડો વર્ષથી અચળ ઊભા છે પરંતુ તેમને આપણે આદર્શ-રૂપ ગણતા નથી. શા માટે? કારણકે "કામના થવી" એ જડ—તામસિક, નિશ્ચલ જીવન કરતાં આગળનું પગથીઉં છે. જડમાંથી ચેતન પ્રત્યે જવું એ વિકાસ છે, અધોગતિ નથી. ભલે ચેતનમાં જડતા જેવી દેખીતી શાંતિ ન હોય! પરંતુ "કામનાઓ થવી" એ પશુજીવનમાંથી આપણે આવ્યા છીએ તેની નિશાની હોઇ, હજી સુધી આપણે પ્રાણમય વાસનાઓને છોડી શક્યા નથી એનો પુરાવો છે.

વળી માનવજાતિનો મોટો ભાગ અત્યારે કામના વિના ચલાવી શકે તેમ નથી એ પણ સાથે સાથે ધ્યાનમાં રાખવાનું છે.

કામનાઓથી પર થયા પછી પણ કર્મ થઇ શકે કે નહિ એ સવાલ હવે રહ્યો એ અનુભવનો વિષય છે. પરંતુ એટલું કહી શકાય કે કામનાઓથી પર થયા પછી પણ કર્મ

થઇ શકે છે. અને એવાં કર્મો કામનાયુક્ત દેખાય, છતાં તે કર્મો જુદા જ પ્રકારનાં હોય છે. શ્રીકૃષ્ણનાં કર્મો એવા પ્રકારનાં હતાં, માટે જ તેમનાં સામાન્ય જેવાં જણાતાં કર્મો પણ હજી સુધી જીવે છે, કારણકે તેમાં સત્ય હતું. સત્યનો સૂર્ય સમયની પરવા કર્યા વિના તપે છે.

ઇન્દ્રિયોનાં સુખો તરફ આકર્ષાવું એ સ્વાભાવિક છે. સામાન્ય પ્રકૃતિનો એ નિયમ છે. એમાં કશું આશ્ચર્ય નથી.

પરિણીત જીવન વિષે પ્રશ્ન પૂછાયો છે પરંતુ જ્યાં સુધી યુવક પોતાની પત્નીના માનસિક તથા આધ્યાત્મિક સ્વભાવ વિષે વાકેફ થયો નથી ત્યાં સુધી કેવળ સ્થૂલ બાહ્યાચાર અથવા તો વર્તનનો નિયમ સ્વીકારવો હિતકારક નથી. એ જીવન માટે ટાઈમ ટેબલ જેવા નિયમ આપી શકાય નહિ. વળી તે નિયમ સર્વસામાન્ય પણ ન જ હોઇ શકે. પ્રત્યેક વ્યક્તિનો પ્રશ્ન જુદો જુદો હોય છે.

પત્ની સાથે રહીને પૂર્ણ આનંદ, પ્રેમ તથા પ્રભુભાવ અનુભવી શકાય એટલું જરૂર કહી શકાય. એ આદર્શ નથી. આદર્શ તો એનાથી પણ ઉચ્ચ છે. પરંતુ એ આદર્શ પ્રત્યે આપણે ગતિ કરી શકીએ છીએ. સવાલ આપણી પોતાની શક્તિનો, પત્નીની પ્રકૃતિનો અને ઉચ્ચ આદર્શ પ્રત્યે બંનેને કેટલું આકર્ષણ છે તેનો છે.

તા. ૭ : ૭ : '૨૪

*

[ ૧૭ ]

ભાઈ,

**શરીરનું** આરોગ્ય સારું ન હોય તે વિષે બેદરકાર કે ઉદાસીન રહેવું બહુ જ ખોટું છે. શરીર ઘણું જ જરૂરનું છે અને આધ્યાત્મિક જીવન પ્રાપ્ત કરનારે તેની ઉપેક્ષા કરવા ઠીક નથી — ખાસ કરીને શ્રીઅરવિંદનો યોગ કરવાની ઇચ્છા કરનાર સાધકે.

વળી મનમાં — હૃદયમાં — જે જે લાગણીઓ ઉભરાય તે બધી બહાર પાડવાને લાયક હોતી નથી એ પણ ધ્યાનમાં રાખવાનું છે. ઊંચેથી શબ્દોચ્ચાર કરવા કે આંખમાંથી આંસુ પાડવાં યા તો ભજન ગાવાં, ઉન્મત્તની પેઠે ઊંચાનીચા થવું — નાચવું વગેરે સર્વ સાધકને માટે જરૂરી નથી અને કેટલાકને તો તે હાનિકર્તા છે. સાધકમાં જોઇએ પ્રશાંત સમર્પણ ભાવ. જ્યારે જ્યારે ઉન્માદની અવસ્થાને રોકી ન શકાય ત્યારે ત્યારે જાણવું કે આપણો આધાર ભગવાનને ધારણ કરવાને અશક્ત છે તેની જ એ નિશાની છે.

વળી સર્વત્ર પ્રભુનું દર્શન કરવું એ એક પ્રકારનો આધ્યાત્મિક સાક્ષાત્કાર છે અને વિશિષ્ટ ભૂમિકામાં તે ઘણો ઉપયોગી છે. પરંતુ એ સાક્ષાત્કાર પણ અપૂર્ણ છે એ ધ્યાનમાં રાખવું જરૂરનું છે. સર્વત્ર અત્યારે પ્રભુ પ્રકટ રીતે કામ કરી રહ્યો નથી.— પ્રભુ તો અવિદ્યા, અજ્ઞાન, કામના, ઇચ્છા વગેરેની પાછળ રહ્યો કાર્ય કરે છે જીવન તો અસત્ય-

મય છે — પ્રભુમય નથી — નહિ તો માનવજાતિએ ક્યારનીએ પૂર્ણતા પ્રાપ્ત કરી હોત. એટલે "સર્વત્ર પ્રભુ છે" એ સત્ય તત્ત્વરૂપે સાચું છે પણ વ્યવહારમાં અપૂર્ણ અંશે જ ખરું છે. "સર્વત્ર અજ્ઞાન છે — સર્વત્ર અવિદ્યા છે" એ ખોટું નથી.

સાધનાનું કામ બહુ મુશ્કેલ છે, જોખમ ભરેલું પણ છે. આ વાત તમારે ખાસ ધ્યાનમાં રાખવાની જરૂર છે. અને શ્રીઅરવિંદના યોગમાં તો સાધકે ખૂબ સાવચેતી રાખવાની જરૂર છે; કારણકે આ કાંઇ લયયોગ નથી, ભક્તિયોગ પણ નથી. આ યોગ તો અવિદ્યા જોડેનું યુદ્ધ છે. એટલે તેમાં અવિદ્યાની આસુરીક શક્તિઓ સાધકના ઉપર છળ ન કરી જાય એ ખાસ જોવાનું અને સંભાળવાનું હોય છે. તેઓ "અમે દૈવી છીએ." એવો વિચાર આપણને આપવાનો પ્રયત્ન કરશે જ. પરંતુ આપણે અંતરાત્માને પૂછીને જ વર્તન કરવું જોઇએ. વળી પોતાનો અંતરાત્મા પોતાને કહે છે કે પછી પોતાના મનનો ફાંકો, તરંગ યા તો પ્રાણની ઇચ્છા કે તમોગુણની વૃત્તિ પોતાનામાં બોલે છે એ પણ સાધકે પારખતાં શીખવું જોઇએ, નહિ તો જરૂર તે ભૂલ કરી બેસે.

અમુક કામ મરજી ઉપરાંત થઇ જાય એ બિલકુલ સારું નથી. આ યોગના સાધકે તો ખૂબ શાંત, આત્મસંયત થવું જરૂરનું છે. જે કામ નથી કરવું એવો નિશ્ચય કર્યા પછી તે થઇ જાય જ કેમ?

વળી બુદ્ધિનો પણ માણસે ઉપયોગ કરવો જોઇએ. સ્થૂલ વ્યવહારમાં શું યોગ્ય, શું અયોગ્ય ગણાય તે જોવું જોઇએ.

કેવું વર્તન બરાબર કહેવાય તે પણ જાણવું જોઇએ. બુદ્ધિનો ત્યાગ કરવાનો નથી એ વાત ખાસ યાદ રાખજો.

× × × આપણામાં જે કાંઈ કાર્ય કરે છે તે "higher" જ છે, તે "ભગવાન" છે,—"ભગવાનની શક્તિ છે વગેરે ખોટાં બહાનાં બતાવી અવિદ્યાની આસુરીક શક્તિઓ ઘણાએ સાધકોને ભ્રષ્ટ કરે છે એ વાત આપણે ખાસ ધ્યાનપૂર્વક વિચારવી જોઈએ.

લંપટ પુરુષ જ્યારે પર સ્ત્રી સાથે કામાચાર કરે છે ત્યારે શ્રીકૃષ્ણ ભગવાન મને પ્રેરણા કરે છે એમ તે કહે પરંતુ ખરેખરા હૃદયથી શું તે માનતો હોય છે? આને શું કહેવું? એનું નામ 'આત્મવંચના.' સાધક પોતાનામાં ભગવાન કાર્ય કરે છે એવું માનવાને ઉત્સુક હોય છે, એટલે ખરેખર ભગવાન આવે ત્યાં સુધી શાંતિપૂર્વક, ધીરજથી, જે સતત પ્રયાસ, આત્મશુદ્ધિ, આત્મસમર્પણ કરવું પડે છે તે બધી માથાકુટ કર્યા વિના જ સહેલો માર્ગ પકડવાને લલચાય છે. તે માર્ગ એ કે "મારામાં જે કાંઇ થાય છે તે બધું ભગવાન જ કરે છે." એમ માની લેવાનો. એ માર્ગે ભગવાન નહિ પરંતુ અવિદ્યા જ મળવાની છે એ યાદ રાખવું બહુ જરૂરનું છે. × × × તમારામાં દિવ્યશક્તિ (higher power)ને નામે જે આવતું હોય અને આવી અધમ વૃત્તિઓ લાવતું હોય તો તેને એકદમ દૂર કરીને "બહાર જા! મારે તારું કામ નથી!" એવો રોકડો જવાબ દઇને સદાને માટે તેને દૂર કરી દેજો એવી મારી મજબુત ભલામણ છે.

સાધના કરતાં "અમુક સાચું કે ખોટું?" એનો

નિર્ણય જાતે ન કરી શકાય તો વ્યવહારમાં એનો અમલ કરતાં પહેલાં પોતાના ગુરુને પૂછીને પછી તેમની દોરવણી પ્રમાણે વર્તવું એ નિયમ યોગસાધનામાં બહુ જ જરૂરનો છે.

વળી આજિવિકા મેળવવાના કાર્યમાં બેદરકારી રાખો છો તે પણ ઠીક થતું નથી. બાહ્યજીવનમાં—સ્થૂલ કાર્યોમાં તો માણસે ખૂબ કાળજી રાખીને પોતાનું કર્તવ્ય કરવું જોઇએ. પોતાની કમાણી પોતે કરવાની હોય તો તે સફળતાથી કરવી જ જોઇએ. ભગવાન એ માર્ગે પણ સાધકને આગળ લઈ જઈ શકે છે. જ્યારે કમાવાની જરૂર નહિ રહે ત્યારે આપોઆપ બીજી કોઇ રીત જણાશે.

તા. ૨૩ : ૧૧ : ૧૯૨૬

*

[ ૧૧ ]

પ્રિય ભાઇ,

**મારી** માન્યતા પ્રમાણે બાહ્ય મુશ્કેલીઓને સાધકે પોતાની કસોટી રૂપ ગણીને તેમના પ્રત્યે ઘૃણા કે તિરસ્કાર રાખ્યા વિના સમતા, ધીરજ અને દૃઢતાપૂર્વક વર્તન કરવું જોઇએ. આપણા માર્ગમાં મુશ્કેલીઓ આવે છે તે પણ આપણને જ્ઞાન અને શક્તિ આપવાને આવે છે એમ સમજીને પોતાના નિશ્ચયને વધારે દૃઢ કરવા તથા ભગવાનની પ્રાપ્તિ માટે વધારે ઊંડા અને સાચા હૃદયથી પ્રાર્થના કરવી એ વધારે સારો ઉપાય છે.

તા. ૩૦ : ૧૦ : ૧૯૩૪

*

[ ૧૨ ]

**પ્રિય ભાઈશ્રી,**

**૨હ્યા**, પરદેશી ખાંડ, કાપડ વગેરે સાધકની સગવડના વિષયો છે. સાધનાને અને તેમને સીધો કશો સંબંધ હોય એમ હું માનતો નથી. પરંતુ મનની માન્યતા અમુક બંધાઈ હોય તો તે પ્રમાણે સાધક વર્તી શકે છે. એના સર્વમાન્ય નિયમો ન હોઈ શકે.

અહીંના ઉત્સવોમાં કશી ખાસ નવીનતા નથી હોતી.– બહારની દૃષ્ટિએ. સવારના ૮ વાગે કે ૭ાા વાગે માતાજી અને શ્રીઅરવિંદ એક આસન ઉપર બેસે છે અને એક પછી એક સાધક ઉપર જઈને તેમને પ્રણામ કરી તેમના આશીર્વાદ લેઈને નીચે આવે છે. તેઓને આપવાની માળા, ફૂલ, ફળ સઘળું બાજુ પર મૂકવાનું હોય છે. (નહિ તો પછીથી આવનારને આવવાની જગો પણ રહે નહિ.) બપોરે ચાર સાડાચાર વાગે માતાજી દરેક ભક્તને ફૂલ અથવા તો પોતાને અર્પણ થયેલી માળાઓ આશીર્વાદરૂપે પાછી આપે છે.

છેવટે સાંજે ૬ાા વાગે ધ્યાન થાય છે. બાકી કાંઈ નવીન બનતું નથી. વ્યાખ્યાન વગેરે કોઈ જ આપતું નથી. શ્રીઅરવિંદ તો પોતાના ઓરડાઓમાં જ રહે છે. આખો દિવસ બહાર નથી હોતા. સવારના ૮થી ૧ાા સુધી હોય છે તે જ. પછી તો માતાજી જ ૪ાા વાગે એકલાં બહાર આવે છે.

કેટલો વખત ધ્યાન કરવું? એના ઉત્તરમાં તો જ્યાં સુધી તમે આરામપૂર્વક અને જાતને શ્રમની લાગણી ન થાય, ત્યાં સુધી કરી શકો છો એ કહી શકાય.

આહા વગેરે બાબતમાં સર્વસામાન્ય નિયમો આપી શકાય નહિ. તમારે પોતે એ બાબતમાં નિર્ણય કરવો જોઈએ એમ મને લાગે છે.

તા. ૨૪ : ૨ : ૧૯૩૫

*

[ ૧૩ ]

પ્રિય ભાઈ,

અહીં આશ્રમમાં બાહ્ય પ્રાર્થના કરવામાં આવતી નથી. પ્રાર્થના અંતરમાં કરવાની હોય છે અને જેમને કરવી હોય તેઓ કરી શકે છે. માતાજીએ પોતે વર્ષો પૂર્વે સાધકાવસ્થામાં કરેલી કેટલીક પ્રાર્થનાઓ ફ્રેંચમાં છે અને તેનો અંગ્રેજી અનુવાદ અહીં છે. પરંતુ તેમના પર નિર્ભર રહેવાનું હોતું નથી. અને ઘણા પાસે તો તે હોતી પણ નથી.

ધ્યાનને માટે પણ એક વિષય કે વિષયો હોતા નથી. દરેક પોતપોતાનો વિષય પસંદ કરી શકે છે. કેટલાક એવો વિષય પસંદ નથી પણ કરતા. ફક્ત શાંત રહીને ભગવાન પ્રત્યે અંતરને ખુલ્લું કરે છે. અને ભગવાનની દિવ્ય ચેતના તરફથી શું આવે છે તેને માટે વાટ જુએ છે.

પ્રતિક્ષણ પ્રતિકાર્ય ભગવાનને અર્પણ કરવું જોઇએ એ તમારો ખ્યાલ તદ્દન સાચો છે. એ સ્થિતિ સ્થિર કરવા માટે સાધના કરવી પડે છે.

૧૫મી ઑગસ્ટનો ઉત્સવ શાંત અને સૌમ્ય રીતે ઉજવાય છે. શ્રીઅરવિંદનાં દર્શન કરવાની તે દિવસે તક મળે છે એ જ તેનો અસાધારણ લાભ. બાકી બધું તો બાહ્ય દૃષ્ટિએ સામાન્ય જ લાગે. અંતરની ચેતના જાગ્રત હોય તો એ સામાન્ય સ્થિતિ પણ અસામાન્ય છે એ સમજાય.

તા. ૩૦ : ૮ : ૧૯૩૫

*

[ ૧૮ ]

પ્રિય ભાઈ,

**ત**મારો તા. ૪ : ૧૧ : '૩૭નો પત્ર મળ્યો વાંચી ઘણો આનંદ થયો.

પ્રભુ પ્રત્યે અભિમુખ થવામાં આર્ત, અર્થાર્થી અને જિજ્ઞાસુ એ ત્રણે પ્રકારો (ભક્તના) જાણીતા છે. એટલે તમે આર્ત દશામાં કોઈ પરાશક્તિનું શરણ શોધ્યું યા તો કોઇ અર્થ સાધવા માટે તેના પ્રત્યે વળ્યા તેથી કાંઈ તેનું મૂલ્ય ઘટી જતું નથી. હકીકત એના પ્રત્યે વળવાની છે તે અગત્યની છે. અને જ્યારે સાધનાની બીજી ઉચ્ચ આધ્યાત્મિક અનુભૂતિઓ તે મહાશક્તિ આપી શકે તો પછી સામાન્ય

જીવનમાં જરૂરની એવી તંદુરસ્તી કે કામ્ય પદાર્થ શા માટે ન આપે? અલબત્ત, એવી માગણીઓ કરતાં માનવ કામનાઓને વશ વધારે ને વધારે થતો જવાનો સંભવ હોવાથી જ સાચી આધ્યાત્મિકતામાં એ માગણીઓને ગૌણ સ્થાન આપવામાં આવે છે. સ્વાર્થી હેતુ માટે પણ એ ઉચ્ચ શક્તિનું ઉદ્બોધન કરવામાં નુકસાન તો નથી જ.

તમારા પત્રમાં તમે "નજરે દેખાતી શક્તિઓ કરતાં પણ કોઈ પરતત્ત્વોનું સંશોધન કરવા મને કુતૂહલ જન્મ્યું છે" એમ જણાવો છો ત્યાં મને લાગે છે કે "કુતૂહલ"ને બદલે "જિજ્ઞાસા" યા તો 'ગવેષણા' શબ્દ તમે કહેવા માગો છો એમ હું ધારું છું. કુતૂહલ એ પ્રથમ તો ચેતનાની છાછરી સપાટી ઉપર જ હોવાનો સંભવ છે. બીજું એમાં ગંભીરતાની પણ ખામી હોવાનો સંભવ છે, અને એ બહુ જલદી સંતોષાઈ જાય એવું પણ બને છે.

જ્યારે "જિજ્ઞાસા" તો સાચા સાધકનો એક અધિકાર છે. 'જિજ્ઞાસા' થયા વિના આધ્યાત્મિક જીવનમાં પ્રવેશ પણ ભાગ્યે કરી શકાય.

તમને "જગતમાં રસ રહેલા" જણાય છે એથી કાંઈ આધ્યાત્મિક જીવન માટે નાલાયકી ઠરતી નથી. જગતમાં જે રસો દેખાય છે તેમને સાચી રીતે પ્રાપ્ત કરવા એ તો સાધનાનો હેતુ છે. જગતના રસો, કમનસીબે, સદા યે રસો રહેતા નથી એ તેમની મોટી ખામી છે. આપણે બદલાઈએ તેમ તથા પરિસ્થિતિ બદલાય તેમ તેઓમાં ફેરફાર થયા કરે છે. વળી સાહિત્યસર્જન કરવાની જે સિસૃક્ષા તમારામાં

છે તેનો યોગસાધના કરતાં ત્યાગ કરવો ફરજિયાત છે એમ હું નથી માનતો. ઊલટું સાધનાને પરિણામે સર્જનની ઉચ્ચતર અને વધારે ઉચ્ચ ભૂમિકાઓ પ્રત્યે ચેતના ખુલ્લી થતાં સર્જનમાં પણ કોઈ વધારે દિવ્ય જ્યોતિ, કોઈ અપ્રકટ રહેલી શક્તિ, કોઈ અનનુભૂત સૌંદર્ય પ્રકટ થાય એ વધારે સંભવિત લાગે છે. પરંતુ સાધક યોગ કરે છે તે એવું સર્જન કરવા માટે નહિ જ. સાધક યોગ કરે છે ભગવાનને માટે. અને ભગવાન એની પદ્ધતિ અનુસાર એનામાં પોતાનો આવિર્ભાવ કરે છે — સર્જન રૂપે, કલા રૂપે, વિચાર રૂપે, કાર્ય રૂપ, અનેક રૂપે.

એટલે સાહિત્યસર્જનનો ત્યાગ કરવાનો ભય રાખવાની જરૂર નથી. ફક્ત સર્જનને ખાતર સર્જન યા તો કીર્તિને ખાતર સર્જન કરવાને બદલે પ્રભુને ખાતર, તેની ઇચ્છા પ્રમાણે, સર્જન કરવાની અભીપ્સાને આ યોગમાં સ્થાન છે એવો મારો અભિપ્રાય છે.

વળી તમે અત્યારે બધું જ છોડીને સાધના કરવા બેસી જવા તત્પર નથી એ હિતકારક છે. ધીમેધીમે અનુભવ લેઇને આગળ વધવું સારૂં પડે. કુટુંબવર્ગને પણ એમાંથી અનુભવ મળે એટલે ધીમેધીમે પ્રયત્ન વધારવાનો વિચાર જરા વ્યવહારૂ લાગે. આદર્શને માટે સર્વસ્વ છોડનારાઓને આ ધીમો રસ્તો ગમે નહિ, તો પણ મને લાગે છે કે તમને એમાં લાભ છે.

કારણકે સાધના — આ યોગની સાધના ખાસ — બહુ મુશ્કેલ છે. એમાં અપાર ધીરજ અને અખૂટ પ્રયત્ન કરવાની

જરૂર પડે છે. અને આખો વખત અભીપ્સાને જાગ્રત રાખવી એ જ એક ભારે કામ હોય છે. વળી અંતરાયો પણ પુષ્કળ નડવાના — આખી માનવપ્રકૃતિમાં રહેલાં અને આપણે બધાએ અપનાવેલાં — અજ્ઞાન, કામનાઓ, વાસનાઓ, સંસ્કારો વગેરે વગેરે.

અને છતાં એમાંએ આશાનાં કિરણો નથી એમ કેમ કહી શકાય ? સાધકને તે પરાશક્તિનો સ્પર્શ થાય છે, તે તેની હાજરી અનુભવે છે, તેનાં કર્મને થોડે અંશે પણ જોઈ શકે છે. તે પોતાની અભીપ્સાનો પ્રત્યુત્તર મળતો અનુભવી શકે છે.

યોગનો માનવહિતાર્થે શો વિનિયોગ થવાનો છે ? એ પ્રશ્ન આપણે અત્યારે કરવાની જરૂર મને જણાતી નથી. જેનું ઘર ચેત્યું હોય છે તે એના બચાવની સામાજિક અસર વિચારવા ઊભો રહેતો નથી. માનવપ્રકૃતિમાં વધારે જ્યોતિ, વધારે ઉચ્ચ શક્તિ, વધારે પવિત્ર આનંદ, શાંતિ, શમ વગેરે લાવવાથી માનવજાતિને લાભ ન થવાનો હોય તો શેનાથી થઈ શકે વારુ ? અને ગીતાએ ક્યાં નથી આપણને કહી રાખ્યું કે न हि कल्याणकृत कश्चिद्दुर्गतिं तात गच्छति । એટલે આપણી પ્રવૃત્તિ કલ્યાણ પ્રત્યે સાચા દિલથી હશે તો આપણી કે માનવજાતિની દુર્ગતિ થવાની નથી એટલું તો નક્કી.

અહીં બેએક માસ ગાળવાનો તમારો વિચારો મને ગમ્યો છે. અને મને લાગે છે કે તમે ફેબ્રુઆરી કે ઑગસ્ટમાં દર્શનનો પ્રસંગ સાધીને જો એ બે માસ રહેવાની વ્યવસ્થા કરી શકો તો સારું. જેથી કરીને તમે શ્રીઅરવિંદને જોઈ શકો, તેમનાં દર્શન કરી શકો, તેમના આશીર્વાદ મેળવી શકો.

અમારે સાધકોને મન તો આ બાબત ઘણી મૂલ્યવાન ગણાય, કારણકે બુદ્ધિનાં જાળાં અને કોકડાં વણનારા, સત્યને માર્ગે જવાને ફાંફાં મારતા — સાચા દિલથી પ્રયત્ન કરનારા — ઘણા મળે એ સંભવિત છે. પરંતુ જેણે પોતે સત્યનો સાક્ષાત્કાર કર્યો હોય — જે એ સાક્ષાત્કાર અધિકારીને આપી શકે અને સિદ્ધ કર્મો જીવનમાં કરી બતાવે એવાનાં દર્શન પણ આપણને લાભ કરી શકે છે. અને એવા બહુ નથી. એવાના આશીર્વાદ વર્ષોની તપસ્યાનું ફળ ટૂંકા સમયમાં આપી શકે. નાસ્તિકતાના આ જમાનામાં પણ આવી વ્યક્તિઓ આપણા દેશમાં છે એ આપણું સદ્ભાગ્ય છે. કેમકે એમને લઈને જ આપણી સંસ્કૃતિ ઉગરવાની આશા આપણને રહે છે.

ત્યાં રહીને પણ સાધના શરૂ કરી શકાય કે નહિ? એનો ઉત્તર મારા અભિપ્રાય પ્રમાણે 'કરી શકાય' એવો છે. તમે જે દિવ્યશક્તિ વિષે લખો છો તે શક્તિ સર્વત્ર તો છે જ. પરંતુ તેનું વિશિષ્ટ કાર્ય પણ હોય છે. ભગવાન સર્વવ્યાપી તો ખરા, પરંતુ, મહાભારતમાં શ્રીકૃષ્ણ તરીકે વિશેષ પણ ખરા. તેમ એ શક્તિ – પરાશક્તિ – તો સઘળે જ. પરંતુ અમુક વ્યક્તિમાં સાધનાને પરિણામે વિશેષ. આ સત્ય આપણા વ્યક્તિત્વની પૂજા કરનારા જમાનામાં સ્વીકારવું મુશ્કેલ છે. એ જાણવા છતાં અંગત પત્રમાં એનો ઉલ્લેખ કરવામાં અનુચિતતા નથી ધારતો.

ત્યાં રહીને સાધના કેવી રીતે કરવી એ વિષે બે રસ્તા મને સૂઝે છે: (૧) તમે શ્રીઅરવિંદને સીધેસીધા પત્રદ્વારા

લખીને પૂછાવો અને એમાં તમારી અનુભૂતિઓ – જે હોય તે – મૂકો, અને તેમની પાસે સાધના કેવી રીતે કરવી તેની માગણી કરો. (૨) બીજો રસ્તો એ છે કે તમે શ્રીઅરવિંદનાં પુસ્તકો જાતે વાંચો. ખાસ કરીને મા (Mother), યોગ પર દીપ્તિઓ (Lights on Yoga), અને યોગસાધનાના પાયા (Basis of Yoga). અને તેમાંથી તમને જે પસંદ પડે તે અભ્યાસ અંતરમાં શરૂ કરો. જો કાંઇ પરિણામ જણાય તો શ્રીઅરવિંદને લખી જણાવો યા તો તમારી પાસે નોંધમાં રાખો. આ પ્રમાણે આગળ વધો. ત્યાં સુધી એક પ્રકારની માનસિક તૈયારી કરો.

અને – ના, પણ એ રસ્તો તમે પોતે જ હમણાં લેઇ શકો એમ નથી એમ સ્પષ્ટ જણાવો છો એટલે આ જ ઠીક છે. મારી ખાત્રી છે કે તમે એ દિવ્યશક્તિ પ્રત્યે ખુલ્લા થશો તો તમને તે દૂર નહિ જ જણાય.

મારે – અમારે – વિશ્વાસે વિશ્વાસ મૂકવા પ્રેરાઓ છો એ તમારો અમારા પરનો વિશ્વાસ કેટલો ઊંડો અને સાચો છે તે બતાવે છે. પરંતુ જવાબદારી અમારે માથે – કે અમારે ભાગે – આવે એ કેમ બની શકે વારુ ? ભૂલ કરવાનો, પ્રામાણિકપણે ભૂલ કરવાનો અમારો પણ હક ખરો કે નહિ ? અને માનવ તરીકેની પરિમિતતાઓના ભાગીદાર અમે પણ ખરા કે નહિ ? અને છતાં, એ કહી શકાય કે પરિમિતતાઓ અને ભૂલો છતાં જે આદર્શ સ્વીકાર્યો છે તે તો અમે નિષ્ફળતામાં પણ કબૂલ કરીશું કે સાચો જ હતો અને સાચો જ છે.

બાકી આધ્યાત્મિક જીવનમાં ખરું જોતાં જવાબદારી વ્યક્તિની પોતાની,— પછી ભલે એ મનથી પોતાના મિત્રોમાં એને વહેંચે. એમાં પરસ્પર લાભ થવાનો સંભવ હોય ત્યાં સુધી સારું છે. બાકી તો વ્યક્તિ અને તેનો પ્રભુ એ બે જ છેવટના જવાબદાર અને મિત્ર વગેરે જેટલે અંશે પ્રભુનાં કરણ તેટલે અંશે તે સહાયક.

આટલા ઉપરથી શું કરવું તે તમે નક્કી કરી શકશો એવી આશા રાખું છું.

તા. ૯ : ૧૧ : '૩૭

*

ભાઇ,

કાગળ મળ્યો. ધ્યાનની ક્રિયા શું છે? તે અનુભવ વગર જાણવું મુશ્કેલ છે. પરંતુ દૃષ્ટિને ઉપર સ્થિર કરીને મનમાં "હમણાં કાર્ય દેખાશે" અથવા તો "અહીં આત્મા છે" એવી ભાવના કરવાને બદલે કેવળ શુદ્ધ ચૈતન્યની જ ભાવના કરવી વધારે ઠીક છે. જ્યારે જ્યારે "હું અહીં આ શરીર, મન, પ્રાણ વગેરેમાં છું" એવો વિચાર આવે કે તરત "હું કેવળ ચૈતન્યસ્વરૂપ છું અને મન, પ્રાણ, શરીર વગેરે મારાં કરણો છે,– સાધનો છે, તેમને મેં ધારણ કર્યાં છે, અને "હું તો ચૈતન્યસ્વરૂપ છું" એવી ભાવના કરી તે અનુભવવા પ્રયત્ન કરવો. અલબત્ત, સ્વાભાવિક પ્રશ્ન એ થશે કે ત્યારે આ અનુભવ કોને થાય છે? એ અનુભવ માણસના સ્થૂલ બુદ્ધિપ્રધાન મનને થાય છે. બુદ્ધિની કે મનની એકાગ્રતાને પરિણામે કાંઇ આત્માની ચેતના જાગ્રત થતી નથી. તે તો હોય છે જ. પરંતુ દ્વૈતમાં રહેતું મન તેને જાણવા માંડે છે અને તેમ થાય ત્યારે જ જ્ઞાનમાં પગ મંડાયો ગણાય. અજ્ઞાનમાંથી જ્ઞાનમાં જતાં આ બેવડો ઉપાય લેવો પડે છે.

બેવડો એટલે કે જાતે સચ્ચિદાનંદ થવાનો અને તેનો અનુ-ભવ લેવાનો.

ધ્યાનમાં બાહ્ય ચૈતન્ય શૂન્ય થવું જ જોઇએ એવું નથી. ખરું જોતાં જ્યારે મસ્તકની ઉપર ચેતનાની સ્થિરતા થાય છે ત્યારે ખુલ્લી દૃષ્ટિ રાખીને પણ ધ્યાન કરી શકાય છે. કારણકે મન ઉપર આવી રહેલી મહાશક્તિમાં કે સચ્ચિદા-નંદમાં ચોંટી ગયેલું હોવાથી દૃષ્ટિ ખુલ્લી રહેતા તેમાં વિક્ષેપ પડતો નથી. એટલે આ ધ્યાનમાં શરીર, પ્રાણ, મન વગેરેનો લોપ કરવા કરતાં તેમનાથી પર વસ્તુને પ્રાપ્ત કરી એ બધાં તેનાં કાર્યો છે એવો અનુભવ કરવો વધારે યુક્ત ગણાય. હવે તમે જોઇ શકશો કે દૃષ્ટિ બંધ હોય કે ખુલ્લી, મન ઊર્ધ્વ ચેતના ઉપર એકાગ્ર હોવું જોઇએ.

ઇષ્ટદેવતાની મૂર્તિનું ધ્યાન ધરવાથી કોઇક વાર પોતાની જ કલ્પના માણસને દેખાય એ તદ્દન બનવાજોગ છે. અને ન પણ દેખાય, અથવા ઇષ્ટ દેવતારૂપે ઇશ્વર દેખાય તે પણ બનવાજોગ છે. પરંતુ આ યોગમાં એવું ધ્યાન કોઇ પણ વખત કરવાની જરૂર પડતી નથી. અનાદિ અનંત શક્તિને જે આધ્યાત્મિક અનુભવ આપવો હોય તે ભલે આપે. આપણે "અમુક જોઇએ છે" એવી કામના કરવાથી તેટલી જ ફળપ્રાપ્તિ થવાની બીક રહે છે. બાકીનું બધું રહી જવાનો અને થોડાકમાં મન સંતોષાઇ જવાનો પણ ભય છે. વળી, એ પ્રકારે જે અનુભવ મળે તે તદ્દન સાચો જ હોવાનો. આપણે તો તેને ઉપરથી અવતરણ કરી, આખા આધારમાં આવા, સર્વ કરણોને તેનાં કાર્ય માટે તૈયાર બનાવવાની અભીપ્સા

( aspiration ) કરવાની છે. અભીપ્સા ( aspiration ) કરવામાં વ્યાકુળતા એ મોટું વિઘ્ન છે. આપણો પોતાનો પ્રયત્ન પણ જબ્બર વિઘ્ન છે. એ બધાનો અર્થ એ કે સમતા હોવી જોઇએ, શાંતિ પણ જોઈએ. ધીરજ તો અખૂટ જોઇએ. તો જ એ દિવ્યશક્તિ કાર્ય કરી શકે, નહિ તો ઊર્ધ્વમાં જ તે રહે કારણકે એવી સમતા, શાંતિ, ધીરજ વગર આખો આધાર તૂટી જવાનો ભય છે.

આત્મા કલ્પનાથી પર છે એટલે કેવળ ચૈતન્ય રૂપે જ "હું છું" એવી ભાવના રૂપે જ તેનું ધ્યાન થાય. અને તે પણ "અનંત"—અનાદિ, સનાતન—એક, અખંડ વગેરે વિશેષણોવાળો છે. તેમ કરવાથી મનમાં તેનું પ્રતિબિંબ પડશે તે આપણે જોઈ અથવા જાણી શકીએ. હમણાં શરૂઆતમાં ઘણો સમય તો યોગ માનસિક ભૂમિકા ઉપર ચાલવાનો એટલે સઘળા સાક્ષાત્કારો પણ માનસિક જ થશે. તેથી નિરાશ થવાનું નથી. તમે દ્રષ્ટા, સાક્ષી વગેરે રૂપે ભાવના કરો છો તે બરાબર છે. તે કર્તા, ભોક્તા પણ છે. વળી, સચ્ચિદાનંદ હોઇ વિશ્વાત્મા તથા પરાત્પર પુરુષોત્તમ પણ છે એવી ભાવના પણ જરૂરની છે. એનું ચિત્ર ખડું થવું કે નહિ તે તેની મરજીની વાત છે. વખત આવશે એટલે ચિત્ર આપોઆપ જણાશે. હમણાં આ ભાવના સાથે ચિત્ર ખડું થાય એવી આશા રાખવી બહુ ઉતાવળ કહેવાય. યોગીઓને ઉપનિષદોમાં ધીરાઃનું વિશેષણ આપ્યું છે. માટે ખૂબ ધીરજ તો જોઇએ જ, નહિ તો કામ ન ચાલે.

તમારી વ્યવહારૂ મુશ્કેલીઓ વાંચી. યોગ કરશો એટલે

આગળ ઉપર એ બધાનો નિકાલ મળી રહેશે. ફક્ત "યોગ" એ જ જીવનનું અંતિમ લક્ષ્ય છે એટલો દૃઢ નિશ્ચય કરવાની અત્યંત જરૂર છે. બાકીનું બધું એની મેળે આગળ થઇ જશે.

કાર્યની મૂંઝવણ પણ એ માર્ગે જ દૂર થશે એવી મારી માન્યતા છે. "કયું કાર્ય કરવું ?" એ પ્રશ્નનો ઉકેલ આપણી ઉત્તમોત્તમ શક્તિથી લાવી તેને વળગી રહેવું જોઇએ. હમણાં બાળકોનો વર્ગ ચલાવી શકાય તો હું તે ઇષ્ટ ગણું છું. ભલે સવારે બે ત્રણ કલાક ચલાવાય.

કોઇ જિંદગી રદ જતી નથી એ દૃઢ શ્રદ્ધા રાખજો. ઇશ્વર અનેક રૂપે વ્યક્ત થાય છે. માણસની દૃષ્ટિએ રદ અને નકામું કોઇ બીજી દૃષ્ટિએ ઉપયોગી હોઇ શકે અને માનવ જેને હર્ષ અને શોક ગણે છે એવા અનુભવોનો હેતુ એ બન્નેથી પર પણ હોય. તમારૂં અત્યાર સુધીનું જીવન પણ દોરનાર તેના સિવાય કોણ છે? અને હજી પણ તે નથી દોરતો એમ કેમ કહી શકાય? તેને જાણવાથી જિંદગી સફળ થશે તથા શું કાર્ય કરવું તે જણાશે અને આનંદ પણ પ્રાપ્ત થશે.

તા. ૨૭ : ૫ : '૨૩

*

[ ૨ ]

**પરમ પ્રિય ભાઇ,**

**જત** તારો કાગળ મળ્યો. એ પ્રમાણે પંદર દહાડે, મહિને એકાદ વિગતવાર પત્ર લખતો રહેશે એવી આશા છે.

મંડળના કાર્યને જાતે જોવાનો પ્રયત્ન કર્યો તે સારૂં કર્યું. ... ના કાર્ય વિષે તારો અભિપ્રાય જાણ્યો. "શક્તિનો ખર્ચ

વધુ થાય છે છતાં પરિણામ આવ્યું નથી" એવું લાગે છે, તે પણ વાંચ્યું. એ અભિપ્રાય સાથે હું સંમત થઇ શકું ખરો, પરંતુ મારી સંમતિ મારે પોતે સ્પષ્ટ કરવી પડે તેમ છે. જ્યારે જ્યારે કોઇ પણ કાર્ય લેઇએ ત્યારે તેનો હેતુ, પદ્ધતિ, પરિણામ વગેરે વિષે વિચાર તો કરવો જ જોઇએ, કારણકે એવી ગણત્રી સફળતા મેળવવા માટે જરૂરની છે. બુદ્ધિદ્વારા એ પ્રકારનું કાર્ય થઇ શકે છે. પરંતુ જો આપણે સર્વ કર્મો "કર્મયોગ"નો અભ્યાસ કરવા માટે કરતા હોઇએ તો આપણે એટલેથી અટકી જવું જોઇએ નહિ. ધારો કે આપણે જે કાર્ય કરવાનું માથે લીધું હોય તે બહુ વિકટ હોય અથવા તો આપણે જે આદર્શને સિદ્ધ કરવા માગતા હોઇએ તે ઘણો ઉચ્ચ હોય તો આપણને દેખીતી સફળતા ન મળે યા તો આપણા ધાર્યા પ્રમાણે સફળતા ન મળે એ બનવાજોગ છે. વળી એ પણ બનવાજોગ છે કે આપણામાં બુદ્ધિની ખામીને લીધે આપણે યોગ્ય પદ્ધતિને બદલે ખોટી પદ્ધતિએ કાર્યનો આરંભ કરીએ અને તેને પરિણામે નિષ્ફળ થઇએ. બુદ્ધિ કાંઇ અપરિમિત અને પૂર્ણ કરણ ( સાધન ) નથી. એટલે આપણે તેનાદ્વારા જે નિકાલ કરવાના તે પણ પૂર્ણ અને છેવટનો તો ન હોઇ શકે. તો પણ આપણી પોતાની અને આપણો આદર્શ જેમને માન્ય હોય તેવા બીજાઓની બુદ્ધિના સહકાર્યને પરિણામે પરિપૂર્ણ નહિ તો—પણ કામચલાઉ અને ઉપયોગી પગલાંએ આપણો અંતિમ ઉદ્દેશ સિદ્ધ કરવાને શોધી કાઢી શકીએ. એ પ્રમાણે કરતાં પણ એવું બને કે આપણો હેતુ ધાર્યા જેટલી ઝડપથી

સિદ્ધ ન થાય તો તેથી કર્મયોગનો અભ્યાસ કરનારે તે કાર્યને દૂર મૂકવાની જરૂર નથી

કર્મયોગના સાધકોને પરિણામ ઉપજાવવા વિષે બેદરકારી હોય છે, યા તો હોવી જોઇએ, એવું નથી. कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन।નો અર્થ કેટલાક લોકો એવો કરવા માગે છે કે "ગમે તેવું કર્મ કરવું, પરિણામ આવે કે ન આવે તેની જરા પણ પરવા કરવી નહિ." ગીતાનો અર્થ એવો નથી એ કહેવાની જરૂર નથી. કર્મયોગનો અભ્યાસ કરવાની ઇચ્છાવાળો માણસ સામાન્ય બુદ્ધિ વગરનો હશે અથવા તો હોવો જોઇએ એવું માની લેવાની જરૂર નથી. વળી કર્મ કરનાર માણસ પોતાનું કર્મ સફળ થાય તેને માટે બનતા ઉપાયો લેશે જ એવું ગીતા માની લઇને જ પોતાનો સિદ્ધાંત પ્રતિપાદન કરે છે.

ગીતા એમ કહેવા માગે છે કે કર્મ કરનારનો હેતુ તે કર્મ ઇશ્વરને યજ્ઞરૂપે કર્મ અર્પણ કરવાનો અને છેવટે તેની દિવ્યશક્તિ સર્વત્ર કાર્ય કરી રહી છે એવો સાક્ષાત્કાર કરવાનો હોવો જોઇએ. કર્મનાં પરિણામ ઉપજાવવાં એ કર્મયોગના સાધકનો હેતુ નથી. કર્મનાં ફળ આપવાં એ ઇશ્વરનું કામ છે. વિશ્વ ઇશ્વરનું છે. તેમાં કાર્ય કરી રહેલાં સર્વે બળોને તે જાણે છે અને તેની સર્વજ્ઞ શક્તિ કાર્ય કર્યા વિના કદી પણ રહેતી નથી,— કરવાનું ચૂકતી નથી. કર્મયોગના સાધકને "હું કર્તા છું" એવી બુદ્ધિ, અને પોતાનાં કર્મનાં ફળની ઇચ્છા, એ બે મુખ્ય આંતર અડચણો નડે છે. બીજી પણ અડચણો હોય છે. પરંતુ આ બે મુખ્ય હોવાથી ગીતા એ બંનેને દૂર કરવા ઉપર વધારે ભાર મૂકે છે.

ઇચ્છા પ્રાણમય પ્રકૃતિમાં ઉત્પન્ન થાય છે. જ્યાં સુધી પ્રકૃતિમાં અવિદ્યા—અજ્ઞાન હોય છે ત્યાં સુધી જુદી જુદી ઇચ્છાઓ, કામનાઓ, વાસનાઓ, આસક્તિઓ પ્રાણમાં ઉત્પન્ન થયા કરે છે, એટલું જ નહિ પરંતુ પ્રાણમાંથી તેનો ત્યાગ કરતાં તેઓ ચિત્તમાં માલૂમ પડે છે અને બુદ્ધિમાં પણ જુદાં જુદાં સૂક્ષ્મ, અને સૂક્ષ્મ દૃષ્ટિ વિના ન ઓળખી શકાય એવાં, સ્વરૂપો લેઇને ભમ્યા કરે છે. સાધકે અવિદ્યાના આ બળને જીતવાને ભારે યત્ન કરવો પડે છે. જ્યાં સુધી તેના ઉપર જીત મેળવવામાં આવતી નથી ત્યાં સુધી કામના, ક્રોધ, વગેરે દૂર થતાં નથી એટલું જ નહિ પરંતુ અજ્ઞાનનાં બળોને માણસ દૂર કરી જ શકતો નથી. ઇચ્છાને પરિણામે રાગદ્વેષ, હર્ષશોક વગેરે દ્વંદ્વોની પરંપરા ચાલ્યા કરે છે એટલું જ નહિ પરંતુ બુદ્ધિમાં પણ દ્વંદ્વ—સત્યઅસત્ય અને છેવટે માનસિક ઇચ્છાઓ—કીર્તિની ઇચ્છા—જનસમાજની સેવા કરવાની ઇચ્છા—પરોપકારની ઇચ્છા વગેરે ઇચ્છાનાં સૂક્ષ્મ રૂપો ચાલુ રહે છે; અને તે સર્વે સાત્ત્વિક હોવાથી તેમનામાં રહેલું અજ્ઞાન બુદ્ધિ જલદી પારખી શકતી નથી. ઇશોપનિષદ્‌માં જે "સત્યના ઉપર સોનાનું ઢાંકણું" આવી રહ્યું છે એમ કહ્યું છે તેનો તથા નિસ્ત્રૈગુણ્ય અવસ્થા ઉપર ગીતા જે ભાર મૂકે છે તેનો એ જ અર્થ છે. સાત્ત્વિક ભાવનાના મૂળમાં "હું કર્તા છું" એવી અજ્ઞાનમૂલક ભાવના રહેલી છે. તે જ્યાં સુધી દૂર કરવામાં આવે નહિ ત્યાં સુધી સત્ય પ્રાપ્ત કરી શકાય નહિ. એટલા માટે કર્મયોગના સાધકની દૃષ્ટિ એ બે મુખ્ય અંતરાયોને જીતવા ઉપર રહેવી જોઇએ.

ગામડાંનું કાર્ય આપણે કરવા માગીએ છીએ તે સહેલું નથી, અને કોઇ પણ કાર્ય જેમાં આદર્શને જીવનમાં ઉતારવાનો સહૃદય પ્રયત્ન કરવામાં આવે છે તે સહેલું હોતું નથી. તે કાર્ય કરનારાઓએ પોતે આંતરજીવનમાં સૌથી વધારે સફળતા પ્રાપ્ત કરવા તરફ નજર રાખવી જોઇએ, કારણકે તેમાં રહેલી કચાશ કાળે કરીને બાહ્ય કાર્યમાં પણ જરૂર નીકળી આવવાની ભલે તાત્કાલિક સફળતા અપૂર્ણ આંતરશુદ્ધિથી કરવામાં આવતાં કાર્યોમાં નજરે પડે. પરંતુ એટલું તો નક્કી છે કે જે કાર્યમાં આંતર સત્યનો સમાવેશ કરવામાં આવ્યો હોય છે, અર્થાત્ જે કાર્યની પાછળ શુદ્ધમાં શુદ્ધ આધ્યાત્મિક તત્ત્વો હોય છે તે પરિણામે વધારે સ્થાયી નીવડે છે. એટલે સફળતા ન દેખાય તો પણ સફળતાને શક્ય — છેવટ શક્ય, કરવા માટે જે તત્ત્વો જોઇએ તે પ્રાપ્ત કરવાને પ્રત્યેક કાર્યકર્તાએ મથવું જોઇએ. એ તત્ત્વો આંતરજીવનમાં છે. આપણે જોવું જોઇએ કે આપણા પ્રાણમાંથી ઇચ્છાઓને આપણે દૂર કરી છે કે નહિ. આપણે વળી એ પણ જોવું જોઇએ કે આપણે આંતરજીવનમાં કેવી અને કેટલી પ્રગતિ કરી રહ્યા છીએ.

× × ×

રાજકીય ક્ષેત્ર વધારે આકર્ષક તથા રજોગુણી સ્વભાવને વધારે રસવાળું લાગે એટલે કાર્ય કરવાની વૃત્તિવાળા જુવાનોમાંથી ઘણાખરા તેમના જ પ્રત્યે આકર્ષાય એ તદ્દન સ્વાભાવિક છે. એ વસ્તુસ્થિતિ તો સંગીન કાર્ય કરનારાઓ રાજકીય ક્ષેત્રમાં પડે, અથવા તો રાજકીય ક્ષેત્રમાં પડેલા

લોકો સંગીન કાર્યની અગત્ય અને તેની જુદી પદ્ધતિ સ્વીકારે તો જ બદલાય. આપણે રાજકીય કાર્યને આપણાં કાર્યોથી દૂર રાખવા માગીએ છીએ — નિદાન, અત્યાર સુધી માગતા હતા — એટલે માણસો મળવાની મુશ્કેલી પડે એ તદ્દન દેખીતું છે.

વ્યક્તિઓ માટે જે ખ્યાલો આપણા મનમાં બંધાયલા હોય છે તે તદ્દન ખરા નથી હોતા. એટલે તેમને છેવટના કરીને સ્વીકારવાની ભૂલ નહિ કરે એવી આશા છે. પૂર્ણતા તો જગતમાં દુર્લભ છે અને રહેવાની. એટલે આપણે વ્યક્તિઓનો ખ્યાલ બાંધતા પહેલાં ખૂબ વિચાર કરવો જોઇએ. બીજા કાર્ય કરનારાઓ જોડે વ્યક્તિગત સરખામણી કરતાં મારી ખાત્રી છે કે તેઓ કોઇનાથી બીજે નંબરે નહિ આવે. ભલે તેમણે પરિણામો નહિ નિપજાવ્યાં હોય, પરંતુ કાર્ય કરનારાઓની યોગ્યતા સંપૂર્ણ માનવતા સાથે નહિ તો પણ હમણાં જેઓ ક્ષેત્રમાં છે તેમની સાથે સરખાવતાં કોઇ પણ પ્રકારે ઉતરે તેવી તો નથી એવી મારી ખાત્રી છે.

× × ×

વાતાવરણની અસર માણસના ઉપર એટલી બધી સબળ થાય છે કે તેમાંથી ભાગ્યે જ કોઇ બચી શકે છે.

નીતિના પાલનથી ઉત્પન્ન થતું બળ મહાન હોય છે. પરંતુ નીતિ એ માનસિક ધોરણ હોવાથી તે મનની પરિમિતતાઓથી મુક્ત હોતું નથી. જગતના ઇતિહાસમાં આપણને એક બનાવ ઘણો જ ધ્યાન ખેંચે એવો જણાય છે અને તે એ છે કે મનદ્વારા પ્રાણશક્તિની વાસનાઓ, કામનાઓ

યા તો પ્રાણનાં સર્વે રાજસિક કાર્યોને રોકવાનો પ્રયત્ન ઘણી વાર થએલો છે. છતાં તે કદી પણ સફળતાને પામ્યો નથી. પ્રાણના કાર્યને મનથી તથા માનસિક ક્રિયા, સંયમ વગેરેથી આપણે દાબી દઈ શકીએ, અથવા તો અમુક નક્કી કરેલાં કાર્યોની પ્રણાલીમાં આપણે તેને વહેવાની ફરજ પાડી શકીએ. પરંતુ એ પ્રાણની પરિપૂર્ણતા નથી. આધ્યાત્મિક પ્રયત્નો વ્યક્તિમાં તો સંપૂર્ણપણે સફળ નીવડ્યા છે. નીતિના પ્રયત્નો તે પ્રમાણે અને તેટલે અંશે સફળ થયા નથી. તેનું કારણ એ છે કે નીતિ માનસિક છે અને તેથી મનની સર્વ ખામીઓ અને પરિમિતતાઓ તેમાં પણ હોય છે; જ્યારે મનથી પર રહેલું સત્ય અનંત હોઇ, અપરિમિત હોઇ તેમાં સંપૂર્ણતા, પ્રભુતા, સર્વશક્તિમત્તા હોય છે.

આપણને કાંઇ એવી તાર્કિક દલીલો કર્યા કરવાનો ઉત્સાહ નથી. પરંતુ બુદ્ધિને મનથી પર રહેલી અવસ્થાનું ભાન કરાવવા માટે આ દલીલો કોઇક વાર ઉપયોગી થઇ પડે એટલા માટે આટલી દલીલો લખી છે.

મનથી પર રહેલું એ સત્ય ભૂતકાળમાં પણ મહાન ધાર્મિક નેતાઓએ અનુભવ્યું હતું. એની ઝાંખી હજરત મહંમદ પયગંબરને થઇ હતી. ક્રાઇસ્ટ પણ ઘણી વખત એ અવસ્થામાં રહેતા હતા. એ સ્થિતિ સમસ્ત માનવજાતિ પણ, ધારે તો મેળવી શકે. અને જેને આપણા ઇતિહાસમાં સત્યયુગ કહેવામાં આવે છે તે એવી કોઇ ભવિષ્યની અવસ્થાનું સ્વપ્ન છે.

હવે સ્ત્રીઓના વિષે તારા પત્રમાં જે વિચારો જણાવ્યા છે તેને વિષે કેટલુંક લખી આ કાગળ પૂરો કરીશ.

આપણા સમાજમાં પુરુષો સ્ત્રીઓને પોતાનાથી અડધે રસ્તે પણ લાવી શકતા નથી એવું તને જણાયું તે કેટલાંક ઉદાહરણોમાં ખરું છે. છતાં એ વિચારમાં "અડધે લાવવું" — એટલે શું તે તેં સ્પષ્ટ કર્યું નથી. અક્ષરજ્ઞાન એ ખરા જ્ઞાનનો એક વિભાગ માત્ર છે, અને તે પણ કાંઇ એવો નથી કે તેના વિના ન જ ચાલે. આજકાલ તેના વિના પ્રગતિ થતી અટકે એ બનવાજોગ છે તથા ઘણાખરાને માટે અક્ષરજ્ઞાન લાભકારી છે એમ પણ કહી શકાય. છતાં પુરુષનાથી અડધું અક્ષરજ્ઞાન સ્ત્રીઓને મળે તો તેમનો સંસાર સુખી થઈ જાય અથવા તો ભવિષ્યની પ્રજા ઉપર ઘણી જ સારી અસર થાય એ વિચારમાં હું સંમત થઇ શકતો નથી.

હમણાંના આપણા સામાજિક જીવનમાં જે વિષમતા જોવામાં આવે છે તેનું એક કારણ નથી: અનેક કારણોને લીધે એવી પરિસ્થતિ ઉત્પન્ન થઇ છે અને તેથી જ કરીને પ્રત્યેક વિકટ પ્રશ્નનો એક અને સર્વમાન્ય ઉકેલ આપવો મુસ્કેલ છે. છતાં સિદ્ધાંતની દૃષ્ટિથી જોતાં કેટલીક બાબતો વિષે આપણે નિશ્ચિત અભિપ્રાય બાંધી શકીએ ખરા.

સર્વમાન્ય ગણી શકાય એવું તો એક જ ધોરણ યોગના દૃષ્ટિબિન્દુથી આપી શકાય અને તે એ કે પત્નીની પ્રગતિનું કાર્ય પણ દિવ્યશક્તિને અર્પણ કરી દેવું. પ્રથમ તો સ્ત્રી જોડે પત્ની તરીકેના સંબંધને જો દિવ્યશક્તિ સંમતિ આપે તો જ સાધક તેને સ્વીકારી શકે. અજ્ઞાનમાં રહી કોઇ પણ સ્ત્રીને પોતાની પત્ની તરીકે માની લીધી હોય તે ખરું જોતાં તેની પત્ની ન ગણાય એ તદ્દન સ્વાભાવિક છે. અને આપણા

સમાજમાં પુરુષ અને સ્ત્રીમાં જે પરસ્પર વિરોધ જોવામાં આવે છે તેનું કારણ ઉપર જણાવ્યું તે છે. અર્થાત્ જે સંબંધ સત્ય ન હોય તેનો સાધકે અંતરથી ઇન્કાર કરવો જોઈએ. (બહારથી ભલે તેઓનો સંબંધ ગમે તેવો ગણાતો હોય.)

કેળવણી આપ્યા વિના શું માણસમાં આંતરજીવનનો અભાવ હોય છે? ભલભલા ભણેલા માણસોને અભણ ગણાતી સ્ત્રીઓ પોતાના કહ્યા પ્રમાણે ચલાવે છે તે કયી કેળવણીનું પરિણામ હોય છે? આંતરજીવન તો સર્વમાં હમેશાં હાજર હોય છે જ. અને સ્ત્રીઓમાં પણ તે હોય છે. સ્ત્રીનું આંતરજીવન સાધકે યોગમાં પ્રગતિ કરી હોય તો તે પોતે અંતર દૃષ્ટિથી જોઈ શકે. જ્યાં સુધી એ પ્રમાણે જાણવાની શક્તિ આવે નહિ ત્યાં સુધી વાટ જોવામાં કશું નુકસાન નથી. પશ્ચિમમાં સ્વતંત્રપણે લગ્ન થાય છે એમ માનવામાં આવે છે. પરંતુ ત્યાં આપણી પુત્રીઓ જે પ્રમાણે રૂઢિને, આચારને, માતપિતાને વશ થઈ લગ્ન કરે છે તે પ્રમાણે પ્રાણશક્તિનાં (કામવાસનાના) કોઈક આકર્ષણને વશ થઈને પુરુષ તથા સ્ત્રી જોડાય છે. છતાં તેમની વચ્ચે જો સાચું અદ્વૈત હોતું નથી તો પ્રાણશક્તિની ભોગવૃત્તિ અથવા તો આકર્ષણ બંધ થતાં તેઓને પરસ્પર વિષમતા લાગવા માંડે છે. એટલે પ્રાણશક્તિની આસક્તિને વશ થઈ લગ્ન કરવું એ પણ બરાબર નથી. સાધકે તો અંતરમાંથી એ દિશા જણાય તેને માટે વાટ જોવી એ જ સારું છે. અને તે દિશામાં અજ્ઞાન, અવિદ્યા, વાસના કે આસક્તિનો અંશ (મિશ્રણ) ન હોય તેની પણ

સાવચેતી રાખવી જોઇએ. તેને માટે વાટ જોવી અને અંતરાત્મા (પ્રાણ યા તો ચિત્ત નહિ) કોઈ વ્યક્તિ પ્રત્યે ખેંચાય તે સંબંધ શક્તિને અર્પણ કરી તેના આદેશ પ્રમાણે વર્તવું એ જ ઉત્તમોત્તમ છે. આ પ્રમાણે વાટ જોનારને સ્ત્રી ન મળે એ પણ બને. પરંતુ પ્રત્યેક માણસે લગ્ન કરવું જ જોઇએ એવો સિદ્ધાંત યોગસાધના કરનારને લાગુ કરી શકાય નહિ. જો તેને માટે સ્ત્રીનો સંબંધ જરૂરી હશે તો છેવટે તેને સ્ત્રી આવી મળશે, એવી અડગ શ્રદ્ધા રાખ્યે જ છૂટકો.

તા. ૨૦ : ૧ : ૧૯૨૪

*

[ ૩ ]

**ચિ. ભાઇ,**

**વ્યવહાર** માટે પ્રેરણા ન જ હોય, તથા તમોવૃત્તિ અથવા નિર્બળતા અને નાલાયકાતની લાગણી નથી એવી ખાત્રી હોય તો વ્યવહારમાં ન જ પડવું એવી મારી સલાહ છે. પ્રભુ માટે જ ઝંખના હોય તો તે જ કાર્યમાં લાગવું સલાહકારક છે. મસ્તકની ઉપરની ચેતનામાં સ્થિર થઈ તેને સર્વસ્વ અર્પણ કરવાનો અભ્યાસ કરો. તથા અનુભવ થાય તે જણાવો. ઉપર જે શક્તિ છે તેને આધારમાં આવીને મન, ચિત્ત, પ્રાણ વગેરેમાં કાર્ય કરવાને કહો. અભ્યાસ કરતાં ઉપરથી ધીમેધીમે જવાબ આવશે. પરંતુ મનને

કેવળ નિઃસ્પંદ કરી તેને જુઓ; થોભો અને જુઓ (wait and see). મન, ચિત્ત વગેરેમાં સમતા રાખો. મનમાં વ્યગ્રતા થાય એ અજ્ઞાનની નિશાની છે. સત્ય જ કેવળ કાર્ય કરે છે. અને પરમ સત્ય તે જ છે. તેમાં શોક નથી માટે કદી પણ એવો શોક, અથવા ઉદાસીભર્યો વિચાર, કરવો જ નહિ. ઈશ્વરની ઇચ્છા વિના કશું જ થતું નથી. તો પછી અમુક સુખદુઃખ, અમુકનું મૃત્યુ, લાભ ગેરલાભ (હાનિ) વગેરે પણ થયા જ કરવાનાં. પરંતુ સચ્ચિદાનંદ રૂપ આત્મા અક્ષર છે. તેને ફેરફારની જરા પણ અસર થતી નથી. આ સત્યો એક નિષ્ઠુર માણસ પેઠે નહિ પરંતુ સત્યને સ્વીકારનાર જ્ઞાની તરીકે સ્વીકારવાં જ જોઈએ.

લાગણી વગેરે હૃદય આગળ થાય છે. વિચારો મનમાં થાય છે. તેને ને તમારે સંબંધ નથી. આપણાં કરણોમાં ને વસ્તુઓ અને છે અને દેખા દે છે. પરંતુ આત્માને તેનો જરા પણ સ્પર્શ નથી.

હમણાંની દશા પ્રગતિ કરવાનું પગથીઉં છે. તેમાંથી પસાર થઈ કેવળ સમતા સ્થાપન કરતાં આગળનો માર્ગ જણાશે.

તમને બદલો શુદ્ધ પ્રેમ જ હોય અને તે પૂરા પ્રમાણમાં મળો એવી પ્રાર્થના કરી ખાત્રી આપું છું. પ્રેમ પણ દિવ્ય લાગણી છે. તેમાં શોક શા માટે?

ઇ. સ. ૧૯૨૪

*

[ ૪ ]

ચિ. ભાઈ,

**સા**ધના કરતાં બે પ્રકારની ચેતનાની ગતિ સાધક અનુભવે છે: એક નીચેથી ઊર્ધ્વમાં અને બીજી ઊર્ધ્વથી નીચે. મનમાં, હૃદયમાં કે પ્રાણમાં જ્યારે અભીપ્સા જાગ્રત થાય છે અને સાધક પ્રભુ પ્રત્યે પોતાની ચેતનાને દોરે છે ત્યારે ઘણી વાર તેની ચેતના નીચેથી ઉપર જતી હોય એવો તેને અનુભવ થાય છે. કેટલીક વાર પોતાનાથી ઉપરની કોઈ ચેતના મસ્તક ઉપરથી યા તો હૃદયની મારફત પોતાની અંદર ઊતરવાનો પ્રયત્ન કરતી હોય એવી લાગણી થાય છે. આ આરોહણ અને અવરોહણના અનુભવો સાધકને વારે વારે થાય છે. આ બંને ક્રિયાઓ બુદ્ધિપૂર્વક કરવામાં આવે છે એવું નથી હોતું. શુદ્ધ આત્મસમર્પણનો સંકલ્પ કરતાં આપોઆપ ચેતનામાં એમાંથી એક કે બંને ક્રિયાઓ થતી જણાય છે.

પ્રભુની આજ્ઞાને (ઇચ્છાને) જાણીને તેને વશ થવું એ જ યોગ છે. મનથી પર થયા સિવાય તે જાણવું અઘરું છે. શ્રદ્ધા અને સતત પ્રયત્નથી તે પણ થાય. કેવળ સમતા મેળવવી તથા ગમે તે થઈ જાય તો પણ જરા પણ હિલચાલ અંદર થવા દેવી નહિ, અને થાય તો ક્યાં, શું થયું તે બરાબર જાણી આપણે ક્યાં છીએ તે તરત જાણવું.

ઇ. સ. ૧૯૨૪

*

[ ૫ ]

**પરમ પ્રિય ભાઈ,**

**યો**ગસાધના તમે શરૂ કરી જાણીને ઘણો જ આનંદ થયો. પ્રથમ તો કેટલીક આજુબાજુની બાબતો લખી પછી તમારા અનુભવ ઉપર આવીશ. યોગસાધના કરતાં કરતાં જે જે પરિસ્થિતિઓ ઊભી થાય તે બધી કેવળ આકસ્મિક હોતી નથી એ યાદ રાખશો. પ્રકૃતિના સામ્રાજ્યમાંથી મુક્ત થવાની અભિલાષા રાખનાર બળવાખોર વ્યક્તિને સર્વે પ્રકારે વશ રાખવાને પ્રકૃતિ તનતોડ પ્રયત્ન કરે એ સ્વાભાવિક છે. આજુબાજુના વાતાવરણદ્વારા વ્યક્તિને પોતાના સાણસા-માં લેવાનો પ્રયત્ન કરવામાં ઘણી વાર પ્રકૃતિ ફાવે છે. માટે જ યોગાભ્યાસને માટે જુદું વાતાવરણ ઉત્પન્ન કરે એવી વ્યક્તિની જરૂર હમેશાં રહે છે. સૂક્ષ્મ વિઘ્નો નાખવામાં નિષ્ફળ થતાં શારીરિક અગવડો, વ્યાધિઓ વગેરે બાધાઓ પ્રકૃતિ સાધકના માર્ગમાં નાંખે છે. તમારા રોગ સંબંધીના વિચારો હમણાં છે તે હમણાં ખરા છે. પરંતુ યોગની દૃષ્ટિથી જ્યારે અનુભવ થશે ત્યારે જણાશે કે પ્રત્યેક વ્યાધિ એ પ્રકૃતિના બળનું પરિણામ હોય છે. એની પાછળ કેટલીક વાર જ્ઞાનપૂર્વક પ્રયત્ન કરી રહેલ સત્ત્વ (અલબત્ત, અવિદ્યા-શક્તિ) પણ આવી રહેલ હોય છે. એટલે વ્યાધિનો આવિ-ર્ભાવ સ્થૂલ શરીરમાં થાય છે તે પહેલાં સૂક્ષ્મ દેહમાં તે શક્તિનો હુમલો શરૂ થએલો જ હોય છે. અને જો આપણામાં,

અથવા તો આપણા ગુરુમાં, તેને દૂર કરવાની યા તો તેનાથી બચાવી લેવાની શક્તિ ન હોય તો એ વ્યાધિઓ યોગની પ્રગતિને ઘણા લાંબા સમય માટે અટકાવે એમાં જરા પણ સંશય નથી. વળી શારીરિક વ્યાધિ સિવાય પણ પ્રાણશક્તિની અશાંતિ, કામનાઓની રેલનું અપ્રતિહત રીતે – અનિવાર્ય-પણે ચઢી આવવું, આસક્તિનું સ્થૂલમાંથી સૂક્ષ્મ અને સૂક્ષ્મ-માંથી સૂક્ષ્મતર તથા છેવટે સૂક્ષ્મતમ રૂપોમાં જઇ ત્યાં રહેવાને મથવું, ચિત્તમાં લાગણીઓનું ઉભરાવું અને સાત્વિક ભાવોદ્વારા બુદ્ધિની અનુમતિ મેળવી સાત્ત્વિકતામાં બાંધી રાખવાને મથવું, બુદ્ધિમાં સત્ય અસત્ય, ઉપયોગી નિરુપયોગી, વ્યવહારૂ અને અવ્યવહારૂ, અનીતિમય અને નીતિમય, લાભ-કારક અને હાનિકારક વગેરે સૂક્ષ્મ રાગદ્વેષ, પસંદગી વગેરે સ્થાપન કરી બુદ્ધિના સુવર્ણમય ઢાંકણામાં અનંત આત્માની અનંત શક્યતાને બાંધી રાખવાનો યા તો પૂરી રાખવાનો પ્રકૃતિનો સૌથી ઝીણો પ્રયત્ન —— આ બધું સાધકે અંતર દૃષ્ટિદ્વારા જોવું જોઇએ. અને તેનાથી છૂટા પડી (પુરુષરૂપે) મનથી પર થવાની ક્રિયાને અનુમતિ આપવી જોઇએ. અને પોતે અવિદ્યામાં હોય તો પણ જે ક્રિયાને અંતરાત્માની અનુમતિ મળે તે ક્રિયાને જ અનુમતિ આપવી જોઇએ.

ગૂઢ અનુભવો વિષે કેટલુંક લખવું જરૂરનું છે તે પ્રથમ લખું છું. એવા ગૂઢ અનુભવોમાં પણ જુદી જુદી ભૂમિકા-ઓના અનુભવો હોય છે. એટલે સાધકે કયી ભૂમિકા ઉપર પોતે અનુભવ મેળવે છે તે અનુભવ થતો હોય તે વખતે યા તો ત્યાર પછી તરત યાદ રાખવાને યત્ન કરવો જોઇએ.

દાખલા તરીકે ગૂઢ અનુભવમાં દર્શન કયી જગાએથી, એટલે કે શરીરના કયા કેન્દ્રદ્વારા થાય છે તે જોવું જોઇએ. ત્યાર પછી કેટલાક અનુભવો માથાની ઉપર, નીચે, સામે વગેરે જુદે જુદે સ્થળે થાય છે તેમાંની કયી જગોએ પોતે અનુભવ કર્યો તે જાણવું જોઇએ. અને ત્રીજું એ કે પોતે જે જોતા હોઇએ તેનું બારીકાઇથી અવલોકન કરવાનો પ્રયત્ન કરવો જોઇએ, એટલું જ નહિ પરંતુ તે જોતાં જોતાં જ ખરા ખોટાને પારખી તેનો સાહજિક વિવેક કરી ખોટી વસ્તુઓને અનુમતિ આપવી બંધ કરવી જોઇએ. વળી ગૂઢ અનુભવ થતો હોય ત્યારે બુદ્ધિદ્વારા તે ખરો છે કે ખોટો વગેરે જોવાને પ્રયત્ન કરવો જોઇએ નહિ. તેમ કરવા જતાં અનુભવ થતો અટકે છે, કારણ કે એ સૂક્ષ્મ હેઇ બુદ્ધિનું ક્ષેત્ર નથી; સૂક્ષ્મમાં જુદા જ નિયમો અને જુદી જ વ્યવસ્થા હોય છે.

ચેતનાની જુદી જુદી ભૂમિકા ઉપર જુદા જુદા રંગો, લાલ, લીલા, પીળા, જાંબુડી, ભૂરા વગેરે પણ દેખાય છે. તેમની પણ જુદી જુદી છાયાઓ ( shades ) જોતા જોઇએ. એમ થાય તો અનુભવની સમજૂતી વધારે સારી રીતે અપાય.

તમને દર્દ વગેરે થયાં તે અકસ્માત થયાં નથી એ ધ્યાનમાં રાખશો. યોગના માર્ગમાં બાધ કરવો એ જ તેમનું કામ હોય છે. એટલે તેમને પણ પ્રકૃતિમાં ફેંકી તેમનાથી જુદા થવાનો યત્ન ચાલુ જ રાખશો. વળી મનમાં ચિંતા વગેરે પણ થવા દેવી નહિ. સાધારણ ઉપાયો લેવા. બાકીનું બધું દિવ્યશક્તિનું આહ્વાન કરી તેને સોંપી દેવું. તે એ સર્વ બળોને ઝીલી લઇ શકે તેમ છે, એવી દૃઢ શ્રદ્ધા રાખવી.

અભ્યાસ ચાલુ રાખશો. ઉપરથી જે કાંઇ સૂચનાઓ થાય તે ધ્યાનમાં લેશો. સર્વ સૂચનાઓ દિવ્યશક્તિની હોતી નથી. માટે સર્વેનો અમલ કરશો નહિ. પ્રેરણા, સ્મૃતિ (intuition) અને દૃષ્ટિ(revealation)દ્વારા પ્રથમ જ્ઞાન આવતું જણાય તેનો અનુભવ કરશો. આધાર લાયક થવા માટે પ્રથમ શુદ્ધિ થશે તેના પણ અનુભવો જોશો. વળી, પ્રત્યેક કેન્દ્ર (centre) દિવ્યશક્તિ પ્રત્યે ખુલ્લું થશે તે પણ અનુભવશો. મનથી પર જે છે તેને હૃદયથી અર્પણ કરી દો, અને આખા આધારનો કબજો લેવાને પ્રાર્થના કરો. તમારા તપઃશક્તિ(will)દ્વારા તે જ કાર્ય કરે એવો સંકલ્પ કરો. બીજી સર્વ ક્રિયાઓને પુરુષ તરીકે તટસ્થ રહી જોયા કરો.

વળી યોગનું કાર્ય પાંચ વર્ષમાં કરવાનો વિચાર પણ મનમાં રાખશો નહિ. સમય એ પણ આપણા અખત્યારની વાત નથી. જલદીમાં જલદી કરવું છે, પરંતુ પ્રાણની ચંચળતાથી પ્રેરાઇને નહિ. સર્વ શક્તિઓને સ્થિર કરી એકાગ્ર કરી, સર્વ પ્રકારે યત્ન કરવો છે. પરિણામ પ્રભુની દિવ્યશક્તિના હાથમાં છે.

તા. ૨૭ : ૧ : '૨૪

[ ૬ ]

ભાઇ,

**જુદી જુદી** આધ્યાત્મિક વૃત્તિવાળા માણસોની વિવિધ અને વિરોધી દિશામાં જે પ્રવૃત્તિઓ થતી તમે જુઓ છો તે જાગ્રતની પાછળ કાર્ય કરી રહેલી અવચેતન પ્રકૃતિનાં કાર્યોનું પરિણામ છે. આ સમય એવો છે કે નવી પેઢીમાં, એ વિષેની જિજ્ઞાસા, એ વૃત્તિ, એ કાર્ય કરવાની શક્તિ વગેરે કંઇક અંશે જણાયા વિના નહિ રહે. કારણકે આધ્યાત્મિક જીવન પડદા પાછળથી નજીક આવી રહ્યું છે. તેનું કાર્ય સ્થૂલના જેવું પ્રત્યક્ષ નથી, પરંતુ જરા સૂક્ષ્મ દૃષ્ટિથી જોવામાં આવે તો તેને ઓછું પ્રત્યક્ષ નહિ કહી શકાય. જે લોકોમાં એ વિષયની જિજ્ઞાસા હોય તેમને પૂર્ણયોગની બુદ્ધિગત અને વિચારશક્તિ અનુસાર, માનસિક માહિતી આપવી એમાં કશું પણ ખોટું નથી. એમનો પ્રિય રસ્તો શોધવાની શક્તિ ખીલવવી એ પણ એક કાર્ય છે. બુદ્ધિનો વિકાસ કરવાથી યા તો માહિતી આપવાથી એ કાર્ય થઇ શકે છે. એટલે એવાઓને માહિતી આપવામાં કંઇ પણ ખોટું નથી.

"કલ્પનાને પરિણામે તમે બાળ સૂર્ય જોયેલો" એ માન્યતા સ્થૂલ મનના પરિબળનું જ નિશાન છે. ગમે તેટલી કલ્પના કરે પણ માણસ હમેશાં ધારે તે જોઇ શકતો નથી. વળી, કલ્પનામય મૂર્તિઓ પણ કોઇક સૂક્ષ્મ દૃષ્ટિને પ્રત્યક્ષ થાય છે તો તે મૂર્તિઓની બનાવટ પણ તદ્દન પદાર્થતત્ત્વ વગર તો ન જ થઇ શકે, એટલું તો તમે કબૂલ કરશો.

આપણે જે સ્થૂલ પૃથ્વી અથવા તો દ્રવ્ય જોઇએ છીએ, તેના કરતાં ઘણો સૂક્ષ્મ પદાર્થ અસ્તિત્વમાં હોવો જોઇએ, જેને પરિણામે એવી મૂર્તિઓ આપણે જોઇ શકીએ. વળી, તે રૂપો આપણી કલ્પનાથી સ્વતંત્ર હોય છે એવો પણ અનુભવ તમને આગળ થશે. તમે કદી નહિ જોયેલી, નહિ કલ્પેલી, નહિ પ્રયોજેલી, નહિ વાંચેલી, નહિ કોઇ રીતે જાણેલી,—મૂર્તિઓ, રૂપો, વ્યક્તિઓ, ભૂમિકાઓ,— તથા ક્રિયાઓ વગેરે જુઓ તો એટલું તો કબૂલ કરશો કે તે આપણાથી સ્વતંત્ર અસ્તિત્વ ધરાવે છે. ચેતનાની સૂક્ષ્મ ભૂમિકામાં આપણી સ્થૂલ ભૂમિકા જેટલાં જ વાસ્તવિક સત્યો હોઇ શકે એમાં કશું અસંભવિત નથી. તેમની ભૂમિકામાં તે પદાર્થો, વ્યક્તિઓ, કાર્યો વગેરે વાસ્તવિક હોય છે. વળી, તે ભૂમિકા આપણી ભૂમિકા ઉપર અસર ઉપજાવી શકે છે, અને આપણે તેમની ભૂમિકા ઉપર અસર કરીએ છીએ એ પણ સમજી શકાય તેવું છે. ખેર ! જ્યાં સુધી આ બાબતનો અનુભવ થાય ત્યાં સુધી વાટ જોવામાં વાંધો નથી. પરંતુ, દૃષ્ટિને "સ્થૂલ પદાર્થો જ સત્ય છે, ઇન્દ્રિયગોચર જગત જ વાસ્તવિક છે," એવી માન્યતામાં જકડી રાખી સૂક્ષ્મ ભૂમિકાઓ જોવાની શક્તિથી વંચિત રાખવાની ભૂલ કરશો તો રસ્તો લંબાશે.

રંગ તથા નાદ વિષે હજી વધારે સૂક્ષ્મ અને તટસ્થ અવલોકન કરીને જણાવશો. પ્રત્યેક ભૂમિકાની ચેતનાનો પોતાનો રંગ હોય છે.

યોગમાં નબળાઇઓ જાણવી સહજ છે. પરંતુ, તેમનાથી છૂટા થઇ જવું મુશ્કેલ છે. પુરુષના ચૈતન્યમાં સતત રહેવાથી

તે સાધી શકાય છે. વળી સાત્ત્વિક ભાવનાઓ વધારે બળવાન હોય સાધકને સોનાના ઢાંકણાથી સંતોષે છે એ પણ તદ્દન સાચું છે. તેમને પણ પાછળ નાખવાની તાકાત આવવી જોઈએ. સત્ત્વથી પણ પર થયા વિના પૂર્ણયોગ થઈ શકે નહિ એ ચોક્કસ છે. એનો અર્થ, સત્ત્વથી અધોગામી થવું એવો નથી. સવાલ એનાથી પર જવાનો છે. માણસમાં એ શકયતા છે અને દિવ્યશક્તિ તથા ઈશ્વરને સમર્પણ કરવાથી તો તે સિદ્ધ થઈ શકે.

સંજોગો અને માનવસ્વાતંત્ર્ય વિષેનો પ્રશ્ન બહુ સરસ છે. જો આપણે અજ્ઞાનમાં રહેલા માનવની દૃષ્ટિથી જોઈએ તો આપણને જણાશે કે સંજોગો માણસને ઘડે છે. પરંતુ, મનથી પર અવસ્થામાંથી દૃષ્ટિ કરીએ તો સર્વ સંજોગો એક જ મહાશક્તિને આધીન છે. સમસ્ત વિશ્વપ્રકૃતિ તેની જ લીલા છે. દેશસેવા કરનાર સંજોગો ઊભા કરી આગળ વધે છે એ વિચાર સંપૂર્ણતઃ ખરો નથી. સંજોગો ઘણી વાર માણસને ખેંચે છે, તેને દોરે છે, તેની પાસેથી કામ લે છે. હજારો તો શું, પણ લાખમાં કે કરોડમાં એકાદ માણસ એવો હોય છે કે જે સંજોગોને ઉત્પન્ન કરે છે. દા. ત. "નાગપુર જવાનો નિશ્ચય અમે સ્વતંત્રતાથી કર્યો છે" એવું પોતાના મનમાં ત્યાં જનારા માનતા હોય તો તેમને તે સુખી માન્યતામાં રાચવા દેવાની હરકત નથી. પરંતુ વાતાવરણના ખેંચાણને વશ થઈ તેઓ ગયેલા એ તદ્દન સ્પષ્ટ છે. પ્રાણમય ભૂમિકામાં પ્રકૃતિ મોટાં મોજાં ઉત્પન્ન કરે છે તે સમયે જનસમાજના જીવનમાં ક્ષોભ માલુમ પડે છે. તે ક્ષોભમાં જે

આવે તે તેના પ્રવાહની દિશામાં તણાય એમાં નવાઈ નથી. વળી, પ્રાણ જેવી ચંચળ ભૂમિકામાં મોટા મોટા સાધકોને પણ કાબૂ રાખતાં ઘણી જ મુસ્કેલી પડે છે. ક્ષોભ થાય ત્યારે તે વિષેની માહિતી યોગીને પ્રથમથી મળી શકે, તથા તેની દિશા, તેનાથી લેવાનો લાભ વગેરે તથા પોતાનો તેમાં હિસ્સો એ પણ જાણી શકાય. પરંતુ, એ બહુ આગળની વાત છે.

સંજોગો, વાતાવરણ વગેરે ઉત્પન્ન કરવું એ ભારે તપસ્યાની વાત છે. એવું કાર્ય સાધવા માટે યોગ્ય એવું એકાદ વ્યક્તિ-કેન્દ્ર જોઈએ છીએ,—જેમ ટર્કીમાં કમાલપાશા છે, ઈટાલી-માં મુસોલીની છે તેવું. અજાણ્યે પણ દેશની ઘણી શક્તિઓ તેનાં જ હથિયારરૂપ બને છે. અમુક વ્યક્તિમાં શક્તિ-નો અસાધારણ આવિર્ભાવ આપણને દેખાય છે એમાં પણ પ્રભુનો અંશ હોય છે એટલું તો ગીતામાંથી પણ તમે સમજ્યા હશો.

તમે લખો છો કે સમર્પણ સિદ્ધ થતાં "આર્ય યોદ્ધો" ન બને, તો પછી અર્જુન सर्व धर्मान् परित्यज्य યુદ્ધ શી રીતે કરી શક્યો? દરેકને એક જ પ્રકારનું યુદ્ધ કરવાનું હોય છે એ સાચું નથી. પરંતુ, તેની દિવ્યશક્તિ કાર્ય કરે ત્યાં શું અશક્ય તે જણાવશો?

કેટલીક બાબત "યુગધર્મ" અને "સનાતન ધર્મ" એવો ભેદ આપણે ધર્મમાં પાડી શકીએ છીએ. જેને તમે દેશભક્તિ, પરોપકાર વગેરે કહો છો, તે યુગધર્મમાં આવે છે અને અમુક સમયને માટે તે જરૂરનો હોય છે માટે આવે

છે. તેનાદ્વારા પણ આધ્યાત્મિક લાભ થઇ શકે છે. અલબત્ત, સનાતન ધર્મ, તમે જણાવો છો તેમ, માનવજાતિના મૌલિક પ્રશ્નોનો ઉકેલ કરવાનો પ્રયત્ન કરે છે, અને તેના પ્રત્યે યુગધર્મદ્વારા પણ ગતિ થાય એ અસંભવિત નથી. એવા સમયમાં યુગધર્મનો બોધ આપવામાં અને તેને અનુસરવામાં વાંધો નથી. ફક્ત, તે સંકુચિત દૃષ્ટિ સિવાય અને સનાતન ધર્મને બાધ ન આવે એવી રીતે કરવાની સંભાળ લેવી જોઇએ. વળી, તે યુગધર્મદ્વારા સનાતન ધર્મ પ્રત્યે વ્યક્તિ તથા સમાજની ગતિ થાય છે કે નહિ તે પણ જોતા રહેવું જોઇએ. આંધળી રાષ્ટ્રસેવા કેટલું નુકસાન કરી શકે તે તો આપણે આજકાલ ઘણી પ્રજાઓનાં દૃષ્ટાંતોથી બહુ સહેલાઇથી જાણી શકીએ છીએ.

વિજ્ઞાનયોગના સાધકે પોતે પ્રકૃતિથી, મનથી, વિચારોથી, વાસનાઓથી, ઇચ્છાઓથી, કાર્યોથી, શરીરથી જુદો છે એ અનુભવને સિદ્ધ કરવો જોઇએ. ત્યાર પછી, આપોઆપ પ્રકૃતિની જુદી જુદી ભૂમિકાઓ સાધકને જણાય તે તેણે જોવી તથા સમજવી જોઇએ. પુરુષમાં તો ચૈતન્ય સિવાય બીજો અનુભવ નથી હોતો. સર્વ અનુભવો સાધકની ચેતનામાં થાય છે અને તે ચેતનાનું આદિ સ્વરૂપ દિવ્ય છે એ અનુભવ તેણે કરવાનો છે. એ રૂપાંતર પુરુષમાં સ્થિતિ કરી, પરાપ્રકૃતિને કાર્ય કરવા દેવાથી થઇ શકે છે. મનની ભૂમિકામાં રહીને નીચે જોવાનો પ્રયત્ન કરવામાં આવે તો પણ સાધકને જુદી જુદી ભૂમિકાઓ જણાય છે.

ધ્યાન વખતે આંખો ઉઘાડી પણ રાખી શકાય. પોતાની

મરજીમાં ફાવે તેવું આરામદાયક આસન લઇ દૃષ્ટિ ગમે ત્યાં રાખવામાં વાંધો નથી.

"સર્વ વિરોધોમાં સમતા જોવી," એનો અર્થ પોતાના કાર્યનું કે વિચારનું સમર્થન ન કરવું એવો થતો નથી. બાહ્ય વર્તન ઉપરથી સમતાનો ખ્યાલ બાંધી ન શકાય. સમતા રાખવી એટલે બધું જ થવા દેવું એવો અર્થ થતો નથી.

તા. ૮ : ૩ : '૨૪

*

[ ૭ ]

પરમ પ્રિય ભાઇ,

**આ**પણે પોતે જ્ઞાનપૂર્વક આ માર્ગ માટે તૈયારી તો કરવાની છે. જો એ આંતર અવલોકન, સેવાભાવ, પ્રમાણિકતા વગેરે નહિ કેળવે તો આગલો માર્ગ વધારે મુશ્કેલ બનતો જશે. જ્યાં જ્યાં કોઇ પણ પ્રકારની આધ્યાત્મિક શકયતાઓ હોય છે ત્યાં ત્યાં વિરોધી બળો હમેશાં જેટલું નુકસાન થાય એટલું કરવાને ચૂકતાં નથી. ઊર્ધ્વ જીવનનું આકર્ષણ અધો-ગામી જીવનના કરતાં વધે છે કે કેમ તે ભવિષ્યમાં જોવાનું છે. પ્રકૃતિની સત્તા અનિવાર્ય છે. એને જીતવી ઘણી મુશ્કેલ છે. સઘળી મદદ આગળ જતાં ઈશ્વર તરફથી આવી મળે છે. પરંતુ શરૂઆતમાં વ્યક્તિએ પોતે ઉત્સાહપૂર્વક પ્રયત્ન

કરવાનો હોય છે અને તે સિવાય આધ્યાત્મિક ભૂમિકામાં ચઢવા માટે પાયો જોઈએ તે તૈયાર થવો મુશ્કેલ છે. કાચી માનવતા ઉપર દિવ્ય જીવન, દિવ્ય શક્તિ યા તો વિજ્ઞાનમય ચેતનાનું કાર્ય કેવી રીતે શરૂ થાય? એ તૈયારી આ જન્મમાં કે ગયા જન્મમાં કે આવતા જન્મમાં પણ કરવી તો પડે જ. ગયા જન્મની એની તૈયારીને લીધે તો હમણાં એનામાં શક્યતાઓનાં બીજ છે. હવે એણે પોતે પ્રયત્ન કરી તેમનો વિકાસ કરવાનો રહે છે.

ધ્યાન નિયમિત રીતે કરવાનું જ્યાં સુધી બને ત્યાં સુધી ચૂકવું નહિ એ મુંબાઈ જેવા વાતાવરણમાં તો ખાસ જરૂરનું છે. પ્રાણશક્તિની મુશ્કેલીથી ગભરાવાની જરૂર નથી. દરેકને તે આવે છે. સાધકે ફક્ત પોતે સાક્ષીરૂપે–પુરુષ તરીકે–પ્રકૃતિની સર્વ ક્રિયાઓને જોયા કરી તે સર્વ પોતે નથી, એ તો પ્રથમ સિદ્ધ કરવું. વળી પ્રાણશક્તિના ઉભરાઓ નીચેથી આવતા જણાય છે તે બતાવી આપે છે કે પ્રકૃતિની તળીએથી સર્વ મુશ્કેલીઓ સપાટી ઉપર આવતી જાય છે. એમને નીચે દબાવવાનો યત્ન કરવો નહિ. પરંતુ તેમને ઉપર આવવા દઈ દિવ્યશક્તિને તે સર્વે અર્પણ કરી દેવી. પોતે પુરુષરૂપે, પ્રાણશક્તિના સાક્ષી–પ્રાણમય પુરુષ–તરીકે તે સર્વે ક્રિયાને તટસ્થ રહી જોયા કરવી અને પોતાની અનુમતિ આપવી નહિ. અનુમતિ જાગ્રત અવસ્થામાં અપાય છે એવું કાંઈ નથી. અવચેતન (subconscious) અવસ્થામાં પણ જો અનુમતિ અપાએલી હોય તો એ વૃત્તિઓ અને વિકારો તાત્કાલિક વિજય મેળવી શકે છે. એવા આપણા

પરાજયથી આપણે ગભરાઇ જવાનું કારણ નથી. પુરુષ-ભાવ સ્થપાયાની પ્રથમ નિશાની અખંડ શાંતિની સ્થાપના છે. એટલે ગમે તેવી મુશ્કેલીમાં પણ સમતા અને શાંતિ જાળવવી જોઇએ. પ્રાણ વગેરેથી જે જે વસ્તુઓ ઉપર આવે તેમને પોતે અનુમતિ ન આપતાં તે સર્વે આપણી પ્રકૃતિમાં બની રહી છે તે અનુભવી, આપણી પ્રકૃતિદ્વારા દિવ્યશક્તિ જે કાર્ય કરવા માગતી હોય તે કરવાને તેને આહ્વાન કરવું.

હવે સમજાયું હશે કે પ્રકૃતિ આપોઆપ કેવી રીતે માણસોને ભમાવ્યા કરે છે; મરજી નહિ હોવા છતાં કેવી રીતે વાસનાઓ નીચેથી ઉપર આવે છે. એ કાર્ય સૂક્ષ્મદેહમાં થાય છે. અને તને જે ગરમ ગરમ લાગે છે તે અનુભવ પણ સૂક્ષ્મદેહમાં થાય છે. પ્રાણની એ ક્રિયા વિશ્વપ્રકૃતિની ક્રિયા છે. અવિદ્યામાં સર્વ પ્રકારની અશુદ્ધ શક્તિઓ કાર્ય કરી રહેલી જ હોય છે અને માણસ તેમને વશ થઇ પોતે સ્વતંત્ર છે એવા ખોટા ભ્રમમાં રહી ગોળ ગોળ ફર્યા કરે છે. ખરું જોતાં એ પ્રકૃતિ જ તેની પાસે ધારેલું કાર્ય કરાવતી હોય છે. प्रकृतिं यान्ति भूतानि તથા गुणाः गुणेषु वर्तन्ते વગેરેનો અર્થ પણ ઉપર જણાવ્યો તે જ છે. પુરુષભાવ સિદ્ધ કરવામાં આવે અને પરાપ્રકૃતિનું કાર્ય પોતાનામાં સ્થાપન કરવામાં આવે તો જ સાચી મુક્તિ મળી ગણાય. બાકી બધી પ્રકૃતિની ક્રિયા જ સમજવી.

ઉપરથી આવીને પ્રાણશક્તિને શુદ્ધ કરવાને તથા તેદ્વારા પોતાનું કાર્ય કરવાને ઇશ્વરની દિવ્યશક્તિને આહ્વાન કરશો એટલે એ કાર્યમાં ઘણી સહાય મળશે.

તા. ૧૦ : ૩ : '૨૪

*

[ ૮ ]

**પરમ પ્રિય ભાઇ,**

**ના**સિકાનું અગ્ર અને બે ભ્રમર વચ્ચેનો ભાગ—ભ્રૂકુટિ એ સૂક્ષ્મ દૃષ્ટિ(psychic vision)નું કેન્દ્ર છે. વળી મનોમયકોશ મસ્તકની ઉપરથી શરૂ થઇ છેક કપાળમાં અર્થાત્ ભ્રૂકુટિ સુધી, વિસ્તરે છે. (અલબત્ત સૂક્ષ્મ દેહમાં, કેવળ સ્થૂલમાં નહિ.) સ્થૂલમાં તેની (સૂક્ષ્મની) ક્રિયાની પ્રતિક્રિયા (reaction) આપણે અનુભવીએ છીએ અને તેને આપણે આપણું ખરું માનસિક જીવન માની લેઇએ છીએ. પરંતુ એ આપણા ચૈતન્યની છાછરી સપાટી (surface) છે. ખરું કામ સૂક્ષ્મમાં થાય છે. નાસિકાગ્ર ઉપર મન સ્થિર કરતાં પ્રાણની અને મનની ચેતના એકાગ્ર થાય છે અને તે સૂક્ષ્મદૃષ્ટિ (psychic vision) ઉત્પન્ન થવામાં પ્રાણની તથા મનની એ એકાગ્રતા મદદ કરે છે. અને બાહ્ય જગતનું સ્થૂલ પદાર્થોનું તથા ઇંદ્રિયોનાં દૈહિક કાર્યોનું ભાન લુપ્ત થઇ જતું હોવાથી આંતરજીવન, આંતરશક્તિઓ, જ્યોતિ, રંગ વગેરે સૂક્ષ્મ જગતની વાસ્તવિકતાઓને જોનારી દૃષ્ટિ પ્રાપ્ત થાય છે. પ્રથમ તે દૃષ્ટિ સ્પષ્ટ હોતી નથી પરંતુ ધીમે ધીમે તે શુદ્ધ થઇ શકે છે. સામાન્ય રીતે મન ઇન્દ્રિયોદ્વારા બાહ્ય પદાર્થો તથા સંસ્પર્શો પ્રત્યે દોરાઇ જઇ બહિર્મુખ થતું હોય છે, તે સ્થિર થઇ અંતર્મુખ થાય છે અને સૂક્ષ્મ જગતને જોઇ શકે છે, તથા તેનું જ્ઞાન મેળવી શકે છે. અને એ જ્ઞાન યોગસાધના માટે ઘણું જ આવશ્યક છે એ ધ્યાનમાં રાખશો.

ધ્યાનને માટે સ્થાન, વાતાવરણ, માણસોની હાજરી વગેરે સઘળું જોવું જોઈએ. કારણકે એ સર્વેની સૂક્ષ્મ અસર આપણા ઉપર થયા વિના રહેતી નથી. પરંતુ તેમને શરૂઆતમાં અતિશય અગત્ય આપવાની જરૂર નથી. શાન્તિ અને એકાંતથી ધ્યાનમાં મદદ થાય એ સ્વાભાવિક છે એટલે સાધક એ પ્રમાણે કરે તેમાં કશું ખોટું નથી.

આંખ ઉઘાડી રાખવી કે બંધ તે પણ પોતાની સગવડ તથા વૃત્તિ ઉપર આધાર રાખે છે. ફક્ત કોઈ પણ પ્રકારનો બાહ્ય નિયમ બાંધી બેસવાની ભૂલ ન થાય એ સંભાળવું જોઈએ. ઉઘાડી આંખે પણ ધ્યાન થાય. કોઈ વાર બંધ કરવાની વૃત્તિ થાય તો તે પ્રમાણે કરવું. એમાં યાંત્રિક નિયમ કરવાની જરૂર નથી.

આખું અંતઃકરણ ઊર્ધ્વ દૃષ્ટિ કરી સ્થિર થાય એ પ્રથમ જરૂરનું છે, અને દિવ્યશક્તિને જ પોતાનામાં કાર્ય કરવાને બોલાવવી તથા પોતાની સમગ્ર જાતને (આંતર તથા બાહ્ય) તેને અર્પણ કરવી અને તેનું કાર્ય આપણાં સર્વ કરણોમાં થાય એવી ભાવના હૃદયમાં રાખવી જોઈએ. આધારને તૈયાર થતાં વાર લાગે માટે ધીરજ કે શ્રદ્ધા ખોવાની જરૂર નથી.

ક્ષરમાંથી અક્ષરમાં જવા માટે પ્રથમ તો પુરુષચેતનામાં જવું જરૂરનું છે, અને સાક્ષી પુરુષ તે જ અનુમંતા, ભર્તા, ઈશ્વર છે એ જણાતાં તે અક્ષર છે એ પણ જણાશે. પુરુષના ચૈતન્યમાં જવાથી અક્ષરત્વનો અનુભવ સહેલાઈથી થઈ શકે છે.

તા. ૩૦ : ૩ : '૨૪

*

[ ૯ ]

ભાઈ,

કાગળ મળ્યો. વાંચી આનંદ થયો. બુદ્ધિના વિકાસની ખામીને પરિણામે સારામાં સારા વિચારો તથા સિદ્ધાન્તો પણ કેવા નિષ્ફળ નીવડે છે તેનો નમૂનો આપણી અસહકારની ચળવળની હમણાંની સ્થિતિ બતાવે છે. આપણા સર્વે નવા જુવાનોમાં જ્યાં સુધી બુદ્ધિવાદ નહિ આવે ત્યાં સુધી સત્યપરીક્ષા પણ નહિ થાય. અને સ્વતંત્રતા પણ નહિ પ્રાપ્ત થાય. "સત્યાગ્રહ" "સત્યાગ્રહ" વિષે ભારે ઊહાપોહ થાય છે; પરંતુ આગ્રહ કરતાં પહેલાં સત્ય પ્રાપ્ત કર્યાની તો ખાત્રી કરવી જોઈએ કે નહિ? કેવળ "આગ્રહ" ઉપર ઝોક દેવાથી તે ઘણી વાર દુરાગ્રહ નીવડવાનો ભય રહેલો છે. વળી, અંતરની તૈયારીની સાથે ઇતિહાસ, તત્ત્વજ્ઞાન, વર્તમાનપત્રોમાં લખાણ વગેરે બાબતનું જ્ઞાન અગત્યનું છે. અને માણસે તેમાંના કેટલાક ભાગોનું જ્ઞાન મેળવવું જોઈએ. એકાદ વિષયમાં નિષ્ણાત થવું કાંઈ સહેલું નથી. પરંતુ આપણા નવજુવાનોમાંના ઘણાને કામ કરવાનો કંટાળો છે — ખાસ કરીને માનસિક અને બુદ્ધિપ્રધાન કાર્ય. જ્યાં સુધી એ તમોગુણ જાય નહિ ત્યાં સુધી સત્ય પ્રાપ્તિનો માર્ગ સરળ થાય નહિ એ નક્કી છે.

સભ્યતાની ખામી તથા એશઆરામ એ વૃત્તિઓ ન સુધરે તો માણસ કોઈ પણ કાર્ય કરવાને લાયક ન થાય. શોખ કરતા પહેલાં ધન પ્રાપ્ત કરવાની શક્તિ મેળવવી જ જોઈએ.

વિજ્ઞાનમય ચેતના સ્થૂલ નથી, સૂક્ષ્મ છે. અને આકાશ તત્ત્વ ( Ether ) સર્વવ્યાપી છે તેમ સર્વવ્યાપી છે; છતાં ઈશ્વરને જાણવા માટે, અમુક પદ્ધતિ સ્વીકારવી પડે છે. તેમ વ્યક્તિમાં તેને જાણવા માટે, જાગ્રત કરવા માટે અમુક કેન્દ્ર( centre )માંથી શરૂઆત કરવી પડે છે. બીજાં કેન્દ્રોમાંથી પણ તેને જાણી શકાય પરંતુ એ માર્ગ વધારે મુશ્કેલ છે; જ્યારે વિજ્ઞાનની ચેતના મનોમયકોશથી ઉપર હોવાથી મનોમયકોશ તેનું પ્રતિબિંબ સહેલાઈથી ઝીલી શકે છે, અને તેની જોડે સંબંધ બાંધી શકે છે. આપણાં બીજાં કરણોમાં પણ વિજ્ઞાનમય ચેતના જ કાર્ય કરતી હોય છે — પરંતુ સીધેસીધી નહિ. એટલે શુદ્ધ વિજ્ઞાનનું સ્વરૂપ તેમનાદ્વારા જાણવામાં ઘણી મુશ્કેલીઓ નડે છે. અને છતાં હૃદયમાં ભાવપૂર્વક સમર્પણ કરવાથી ત્યાં પણ દિવ્ય ચેતના પોતાનું કાર્ય કરી શકે છે.

યોગનો સંકલ્પ એટલે આ યોગનો સંકલ્પ અને આ યોગ પણ ઈશ્વરને અર્થે જ કરવાનો. ભારતનો ઉદય જો તેને કરવો હોય તો જ તેનો સ્વીકાર. નહિ તો અન્ય સર્વે આદર્શો, વિચારો, વગેરે મૂકી દેવાના. ( અલબત્ત, વ્યક્તિગત casesમાં કર્મયોગ મદદ કરે એ જુદી વાત છે.) નોળીઓ અને સાપનું દૃષ્ટાંત આ યોગને લાગુ નહિ પડે. આ યોગમાં તો આખા જીવનનું પરિવર્તન અને પૂર્ણજીવનનો આવિર્ભાવ કરવાનો છે. સમર્પણ શું છે તે સમજતાં ઘણો સમય જવાનો. તે સમજાય ત્યારે જ દિવ્યશક્તિ કાંઈક અંશે પોતે કાર્ય શરૂ કરે. કર્તૃત્વાભિમાન અને વ્યક્તિગત અહંતાનો સ્વીકાર છોડવો જ પડે, તો જ સમર્પણ થઈ શકે. અને શરીર, પ્રાણ,

મન વગેરે પણ તેનાં છે એ સત્ય પ્રત્યક્ષ થાય ત્યારે સમર્પણનો અર્થ સમજાય.

પ્રેમ એ માનવની ચેતનામાં સચ્ચિદાનંદના દિવ્ય આનંદનો આવિર્ભાવ છે. પ્રેમ, આનંદ વગેરે લાગણીઓને ફક્ત અંતરમાં વિશાળ સમુદ્રની પેઠે અનુભવવી જોઈએ. પરંતુ કાર્ય તો બુદ્ધિ તથા સમતાની સ્થિરતામાંથી જ ઉદ્ભવવું જોઈએ. પ્રેમનો દરીઓ ઝોલાં ખાય અને લાગણીઓની પરંપરા ચાલે તો જ હૃદય પૂર્ણતાને પામ્યું ગણાય, પરંતુ તેમાં નિરાશાથી તથા પરિગ્રહથી,— વસ્તુને પકડવાની વૃત્તિથી તથા આતુરતાની સ્થિતિથી પર જવું જોઇએ. હૃદયમાં ઉછળતા એ ભાવસમુદ્રથી તટસ્થ રહી તેનો ભોગ લેવો જોઇએ. વિશુદ્ધ લાગણીમાં દુઃખ હોતું જ નથી તથા મૂંઝવણને તથા રડવાને સ્થાન પણ હોતું નથી. કેવળ આનંદ જ હોય છે.

તમે હમણાં કરો છો તે ધ્યાન ચાલુ રાખશો. તથા કેવળ સમતા પ્રથમ સ્થાપન કરવા બનતો પ્રયત્ન કરો. પર્વતો તૂટી પડે તો પણ મનની સમતાનો ભંગ થવા દો નહિ. ગમે તે સ્થિતિમાં સમત્વ જાળવો, પછી જ્ઞાન આવશે. જપ કરવો કે નહિ તેનો આધાર તમારી પ્રકૃતિ ઉપર છે. પરંતુ મુખ્ય બાબત સમતાની છે તે ભૂલશો નહિ.

સમર્પણ કરવાનો વિચાર આવે એ માનસિક સમર્પણની શરૂઆત છે. પ્રાણ, ચિત્ત, મન વગેરેમાં એ વિચારને સ્થાપન કરવા સમતા મેળવીને પ્રયત્ન કરશો તો ફાયદો થશે. અલબત્ત, કેટલાક સાધકોની બાબતમાં પ્રથમ સમર્પણ મનોમય ભૂમિકામાં વિચારદ્વારા સ્થાપન થાય છે.

યોગની શરૂઆતમાં વ્યક્તિની તપઃશક્તિ ( will ) વાપરવાની ખાસ જરૂર હોય છે. તપઃશક્તિના પ્રયોગથી અહંતા પોષાય જ એવો નિયમ નથી. પરંતુ તપઃશક્તિ જો બાહ્ય કાર્યોમાં દોડી જાય તો અંતરનાં સત્યો પ્રાપ્ત કરવા તરફ તેની વૃત્તિ ઓછી થાય અને તેથી જ્ઞાનયોગમાં જોઈએ તેવી પ્રગતિ ન થાય એ બનવાજોગ છે.

યોગમાં પ્રત્યેક નિયમ કડક રીતે બાંધી આપી શકાતો નથી. વ્યક્તિ પરત્વે જુદો જુદો માર્ગ હોય છે.— ખાસ કરીને આ યોગમાં. ધ્યાન વગેરે પ્રત્યે વૃત્તિ થતાં કેટલીક વાર વ્યક્તિને તે માર્ગે જવા દેવામાં પણ લાભ હોય છે. કોઈક વાર હાનિ પણ થવાનો સંભવ છે. એમાં પાત્રના ઉપર આધાર છે.

આગળ વધવાને દૃઢ સંકલ્પ અને વ્યાકુળતા સિવાયની સ્થિર, દૃઢ સમતા મેળવવી જરૂરની છે. પ્રથમ સમતા આત્મામાં અને પ્રકૃતિમાં સ્થાપન થાય તો જ આગળ ખરી પ્રગતિ થઈ શકે. વ્યાકુળતા કરતાં પણ સ્થિર નિશ્ચયબળ કેળવવાની વધારે જરૂર છે. એ સ્થિર નિશ્ચયબળવાળા પાત્રમાં ઈશ્વરમાં દૃઢ શ્રદ્ધા રહેલી હોય છે. અને તેને લીધે તે માણસ એવી સમતા મેળવી શકે છે. દિવ્યશક્તિ બધું કરે છે એ ગપ્પુ નથી. પરંતુ જ્ઞાન પ્રાપ્ત થતા પહેલાં એ માન્યતા શ્રદ્ધારૂપે હોય છે, જ્ઞાન મળ્યા પછી તે એક સાક્ષાત્કારમાં ફેરવાઈ જાય છે.

તા. ૩૦ : ૩ : '૨૪

*

[ ૧૦ ]

પ્રિય ભાઈ,

**પ્ર થ મ** શંકા નિવારણ.

તમે જણાવો છો તે વ્યક્તિએ પ્રભુને સર્વ અર્પણ કર્યું છે તેની ખાત્રી શી? શું સમર્પણ કરવું તમે એટલું સહેલું સમજો છો કે બુદ્ધિથી કે હૃદયથી તેનો સંકલ્પ થતાં તે સિદ્ધ થઈ જાય?

સમર્પણ તો સાધક ઘણી ઉચ્ચ અવસ્થા પ્રાપ્ત કર્યા પછી જ સિદ્ધ કરી શકે છે. તે પહેલાં તો તે સમર્પણ કરવાનો પ્રયત્ન માત્ર કરતો હોય છે. Accept and reject એટલે જ ઊર્ધ્વપ્રકૃતિનો સ્વીકાર અને અધોપ્રકૃતિનો ઇન્કાર. ઇન્કાર કરવાનું કાર્ય સાધકે પોતે કરવું પડે છે,— લાંબા વખત સુધી.

માનવ દિવ્યશક્તિ અને અવિદ્યાશક્તિનો ભેદ સમજી શકતો નથી, કારણકે તેની પ્રકૃતિમાં બંનેનાં તત્ત્વો હોય છે — અને મોટે ભાગે અવિદ્યાનાં. અવિદ્યા પ્રભુને શી રીતે સમર્પણ થાય?— સિવાય કે તેને દૂર કરવાની માગણી સાથે. એનું જ નામ ઇન્કાર ( rejection ) યાને ત્યાગ.

“ તમામ શક્તિ પ્રભુની છે ” એ વાત અત્યારની સ્થિતિમાં ખરી નથી. તમામ શક્તિ બ્રહ્મની છે એ ખરું છે. પ્રભુની દિવ્ય ચેતનામાં અવિદ્યાને – અજ્ઞાનને, ઇચ્છાને, વાસનાને સ્થાન નથી બ્રહ્મ તે વસ્તુઓથી નિરાળો હોઈ

સમતાપૂર્વક વિદ્યા અવિદ્યા, સારૂં ખરાબ, પાપ પુણ્ય સર્વેને ટેકો આપે છે. પરંતુ માનવ તે પ્રમાણે કરવા જાય તો જરૂર ભુલ કરી બેસે.– ઘણાએ સચ્ચિદાનંદના સાધકો કરે છે તેવી, — અને પોતાનામાં જે કોઈ વૃત્તિ આવે તેને બ્રહ્મનો આવિર્ભાવ માનીને સ્વીકારે.

પરિણામે અવિદ્યાના સ્વીકારનું ફળ તેનો આધાર ભોગવે છે. અલબત્ત, બ્રહ્મ તે ભોગવતો નથી. "ભલે આધાર, દુઃખ, અવિદ્યા કે અજ્ઞાનને વશ થાય" એવી વૃત્તિ ધારણ કરી તેમાં પૂર્ણતા માનવી હોય તો તે કંઇ અઘરૂં નથી. ઘણા સંન્યાસીઓ અને પરમહંસો પણ ઉન્મત્ત, જડ, બાલ અને પિશાચવત્ વર્તન કરે છે, તેનું કારણ પણ ઉપર જણાવેલી વૃત્તિ જ છે.

સંપૂર્ણ સમર્પણ કરવામાં વિવેકશક્તિનો અભાવ શા માટે હોવો જોઇએ? ભગવાન પૂર્ણ જ્ઞાનસ્વરૂપ છે તો તેને અજ્ઞાન ક્યાંથી અર્પણ કરી શકાય? તે સર્વશક્તિમાન છે. તેને આપણી નિર્બળતાઓ અર્પણ કરવી બરાબર છે? નિર્બળતા, અજ્ઞાન, ઇચ્છા વગેરેને તો દૂર જ કરવાં જોઇએ. પોતાથી ન થાય તો પ્રભુને દૂર કરવાની પ્રાર્થના કરવી જોઇએ. પરંતુ પ્રભુનાં નામ સાથે અજ્ઞાનની શક્તિઓને રમવાની તક આપવી એ તો કોઇ પણ રીતે વ્યાજબી ન જ ગણાય.

હવે આપણામાં ખેલતી વૃત્તિઓના સાક્ષાત્કારમાં આપણે પ્રભુના જેવી સર્વશક્તિમત્તા અનુભવી શકીએ છીએ? કે આપણે ખેંચાઈ જઇને કોઇ અજ્ઞાન શક્તિને વશ, ગુલામ પેઠે, વર્તીએ છીએ તે આપણે તપાસવું જરૂરનું છે. પ્રભુ

તો સમ્રાટ છે. આપણે જોવાનું એ છે કે આપણે હલકી વૃત્તિઓનો અમલ કરવા છતાં સમ્રાટપદે છીએ? જો એવું સમ્રાટપણું ન હોય તો પછી સર્વ વૃત્તિઓ પ્રભુની છે અથવા તો પ્રભુ તરફથી આવે છે એમ કેવી રીતે કહી શકાય?

ખરું જોતાં અજ્ઞાનની રાક્ષસી અને આસુરિક વૃત્તિઓ ઘણાએ સાધકોને ભુલાવામાં નાખે છે તે પોતે અસત્ય છે એવો દેખાવ કરીને નહિ, પરંતુ પોતે "દિવ્ય" છે એવું સાધકને સમજાવીને. એમાં જ તેમની કુશળતા છે અને સફળતાની શકયતા છે.

કેવળ અંધકારનું અને કાળું સ્વરૂપ લેઇને તે વૃત્તિઓ આવે તો તેમને પારખવી સહેલ છે. પરંતુ જ્યારે જ્ઞાનનો અને જ્યોતિનો પહેરવેશ લઇને તે આવે છે ત્યારે તેને પકડવી કે પારખવી મુસ્કેલ થઇ પડે છે.

વળી તમે 'ઉચ્ચ શક્તિ' અને 'સત્ત્વ ગુણ' એક હોય એમ માનો છો તે પણ ખરું નથી. ઉચ્ચ — દિવ્યશક્તિ એટલે મનથી પર રહેલી વિજ્ઞાનમય મહાશક્તિ. સત્ત્વગુણમયી શક્તિ તો માનસિક છે. સત્વગુણથી સાધક ન બંધાય છતાં મહાશક્તિથી બંધાય એ તદ્દન શક્ય છે.

"પ્રભુને અર્પણ કર્યું, ત્યાર પછી અમુક વસ્તુ ન વાપર" એમ ન કહેવાય. એવી દલીલ તમે કરી છે તે પણ ખરી નથી. કારણકે પ્રથમ તો સાધકે પ્રભુને જોયો છે? એ પ્રશ્નનો તેણે ઉત્તર આપવો જોઇએ. વળી પ્રભુને તેણે જે સમર્પણ કર્યું છે તેનો પ્રભુએ સ્વીકાર કર્યો છે તેની સાધકને શી ખાત્રી છે?

ત્રીજું, કહેવાતું સમર્પણ કર્યા પછી જે કાંઈ આવે છે તે પ્રભુ મોકલે છે તેની શી ખાત્રી? આટલી ખાત્રી કરીને જ કહી શકાય કે "મને ભગવાન દોરે છે." તે સિવાય ખાલી શબ્દો જ સમજવા.

અપ્રમત્ત અનુસ્મરણ બરાબર છે તથા ભગવાન સાથે ઐક્ય અનુભવવું એ પણ બરાબર છે. પરંતુ તે ક્યાં, કયી ભૂમિકામાં થાય છે? તે જાણવું જરૂરનું છે.

મનથી ભગવાનનું અનુસ્મરણ કરાય છતાં પ્રાણ પોતાની અજાની, જૂની ઘરેડમાં ચાલે એ તો કેટલાએ સાધકોની બાબતમાં બને છે.

સમસ્ત આધારનું એકે એક કેન્દ્ર એ પ્રમાણે અનુસ્મરણ કરે એ પ્રથમ જરૂરનું છે. ત્યાર પછી માનસિક ભૂમિકા કે હૃદયમાં સાધક અદ્વૈત અનુભવે; પરંતુ બુદ્ધિમાં, સ્થૂલ મનમાં કે પ્રાણમાં તે ભગવાન જોડે અદ્વૈત ન અનુભવતો હોય એ પણ તદ્દન શક્ય છે.

બુદ્ધિથી સારા ખોટાનો વિવેક કરવો આવશ્યક છે, કારણકે પ્રથમથી સમર્પણ કદી પણ સંપૂર્ણ હોઈ શકતું જ નથી. સમર્પણની સંપૂર્ણ સિદ્ધિ એટલે યોગની લગભગ પૂર્ણાહુતિ – પ્રારંભ નહિ.

ભગવાન જોડે ઐક્ય અનુભવે તેનામાં ક્રોધ, તમોગુણ વગેરે અશક્ય જ હોય.

ભગવાનની શક્તિ અને અવિદ્યાની શક્તિઓ એવી બે પ્રકારની શક્તિઓ જગતમાં કાર્ય કરે છે. ભગવાનને પ્રાપ્ત કરવાની ઉમેદ રાખનાર સાધકે તો અવિદ્યા શક્તિઓ જોડે

આજીવન યુદ્ધ આરંભ્યું છે એવું માનીને સાવચેતીથી વર્તવું જોઈએ; કારણકે એ અવિદ્યા શક્તિઓ હરકોઈ પ્રકારે ભગવાનની શક્તિનું સામ્રાજ્ય આપણા જગતમાં પ્રસરેલું જોવાને બિલકુલ રાજી હોતી નથી.

પૂર્ણયોગ બુદ્ધિનો વ્યાપાર હોય તો તે નકામો જ ગણાય — નિદાન, સાધકો માટે તે બુદ્ધિનો વ્યાપાર છે કે નહિ એ તો કરી જોઈએ ત્યારે જ ખબર પડે.

તા. ૧ : ૪ : '૨૪

*

## [ ૧૧ ]

**પરમ પ્રિય ભાઈ,**

**તા**રો પત્ર મળ્યો. ત્યાંની સવિસ્તર માહિતી હજી સુધી મને – ઘણી બાબતોમાં – મળતી નથી એટલે આવો કાગળ ઘણો જ ઉપયોગી થઈ પડે છે.

......માં આધ્યાત્મિક જીવન માટે શક્યતાઓ ઘણી સારી છે. પરંતુ તેણે સંકલ્પપૂર્વક એ માર્ગમાં પ્રગતિ કરવાને પ્રયત્ન કરવાની જરૂર તો રહે છે જ. ઊર્ધ્વજીવન પ્રત્યેનું આકર્ષણ એની બાબતમાં સામાન્ય જીવનનાં પ્રલોભનો કરતાં વધારે બળવાન નીવડે છે કે કેમ એ તો ભવિષ્યમાં જોવાનું છે. પ્રકૃતિ – સામાન્ય વૃત્તિઓ, વિકારો, કામનાઓ, વાસનાઓ વગેરે દ્વારા કાર્ય કરતી પ્રકૃતિ – ઘણી પ્રબળ છે; એને જીતવી મુશ્કેલ છે. આગળ પ્રગતિ કરતાં ભગવાન એવા સાધકને મદદ આપે

છે તેથી જ પ્રકૃતિના ઉપર પૂરો વિજય મળી શકે. પરંતુ એનો અર્થ માણસે હાથ જોડીને બેસી રહેવું અને "ભગવાન સૌ કરશે" એવી તમોગુણી શ્રદ્ધા ધારણ કરવી એવો થતો નથી. વ્યક્તિએ પોતાનો પ્રયત્ન ઉત્સાહપૂર્વક અને ખંતપૂર્વક ચાલુ રાખવો જ જોઇએ. એ પ્રમાણે તૈયારી નહિ કરનારાઓને ભગવાનની સહાય મળી શકતી નથી. પૂર્ણ માનુષી પ્રયત્ન હોય ત્યારે જ તેની સહાયની આશા સકારણ રાખી શકાય. માનવતા જ કાચી હોય તો પછી તેનામાં દિવ્યતા ક્યાંથી આવે અને કાર્ય કરે? કોઇને કોઇ સમયે આ પ્રાથમિક તૈયારી તો કરવી જ પડે છે — આ જન્મમાં કે ગત જન્મમાં.

રોજ ધ્યાન નિયમિત થતું હશે એવી આશા રાખું છું. ત્યાંના વાતાવરણમાં તો નિયમિત ધ્યાન ઘણું જ જરૂરનું છે. પ્રાણમાં જે અનેક મુશ્કેલીઓ આવે છે તેમનાથી ગભરાવાનું નથી. દરેકને તે આવે છે. આપણે તે સર્વને પ્રકૃતિની ક્રિયા તરીકે જ ગણવાનો અભ્યાસ પાડવો જોઇએ. વળી પ્રાણમાં થતો હુમલાઓ નાભિની નીચેથી આવતા અનુભવાય છે તે જ બતાવે છે કે પ્રકૃતિના નીચેના સ્તરોમાં તેઓ અવચેતનામાં પડ્યા છે ત્યાંથી જાગ્રત થઇ થઇને ઉપરની ભૂમિકામાં આવે છે. એમ કરતાં છેવટે તેઓ ખલાસ થઇ જશે. જ્યારે જ્યારે એવા ઊભરાઓ આવે ત્યારે ત્યારે તેમનાથી છૂટા પડી પોતાની અનુમતિ આપવી નહિ. તેમનો બને તેટલો ઇન્કાર કર્યા જ કરવો.

એ પ્રમાણે કરવા છતાંએ ઘણી વાસનાઓ તદ્દન નાબુદ થતી નથી; એટલું જ નહિ પરંતુ આપણે જાગ્રત ન હોઇએ,

કે બુદ્ધિ સાવચેત ન હોય, ત્યારે તેઓ જોર કરી ઊઠે છે અને પોતાનું ધાર્યું અમલમાં મૂકી દે છે. આમ થવાનું મુખ્ય કારણ એ છે કે માનવમાં "ચેતન"વાન – સચેતન હોય છે તેવો જ "અવચેતન" ભાગ પણ હોય છે તે સપાટી તળે રહેલો છે એટલે તેનો સ્પષ્ટ અનુભવ જાગ્રત અવસ્થામાં કે બુદ્ધિની સચેત દશામાં થતો નથી. જાગ્રતનો કાબૂ દૂર થતાં તે ભાગ સક્રિય થાય છે અને પોતાની અસર ઉપજાવી શકે છે.

પરંતુ એવો પરાજય મળે તો પણ નિરાશ થવાનું કારણ નથી. વિજયની પ્રાથમિક શરત શાંતિ અને સમતા છે. ગમે તેવી મુશ્કેલીમાં પણ સંપૂર્ણ શાંતિ અને અચલ સમતા રહેવી જોઈએ. ભગવાનને અને તેની મહાશક્તિને એ અવચેતન સ્તરમાં રહેલી મુશ્કેલીઓ દૂર કરવાને આહ્વાન કરવું એ સારો ઉપાય છે.

પ્રાણમાં થયેલ અનુભવ ઉપરથી સમજાયું હશે કે પ્રકૃતિ માનવને કેવી ભમાવે છે? ગીતામાં "यंत्रारूढानि मायया" એ સૂત્રનો અર્થ એ જ છે: માનવ "હું કરું છું" એમ માનતો હોય છે ત્યારે હજારમાં ૯૯૯ વખતે તે પ્રકૃતિની કોઇ વૃત્તિના જ અંધ ગુલામની પેઠે અમલ કરી રહેલો હોય છે" એ તેનો સાર છે.

આપણને બળજોરીથી વશ કરતી એ પ્રકૃતિ "આપણી" નથી. એ છે "વિશ્વપ્રકૃતિ"–"વિરાટ નિયતિ." અવિદ્યામાં તેનું એ અશુદ્ધ સ્વરૂપ જ આપણા અનુભવમાં આવે છે. માનવ તેને પોતાની માનીને ગોળ ગોળ ચક્કરમાં ફર્યા જ

કરે છે. અને વળી માનતો હોય છે કે "હું તો સ્વતંત્ર છું!" આ ભ્રમ છે. प्रकृति यान्ति भूतानि। એ ગીતા વાક્યનો અર્થ પણ એ જ છે. પ્રકૃતિની ક્રિયાઓથી મુક્ત, તટસ્થ પુરુષ ચૈતન્યજ ખરું જોતાં મુક્ત હોઇ શકે. અને એ પુરુષત્વની સિદ્ધિ સ્થાપન કરીને મનોમયકોશની ઉપર રહેલ સત્યને માટે અભીપ્સા કરવામાં આવે તો પરાપ્રકૃતિ પરાશક્તિ ઊર્ધ્વ ભૂમિકામાંથી નીચે અવતરણ કરે. અને અવિદ્યા પ્રકૃતિનું રૂપાંતર કરી શકે.

તા. ૧ : ૪ :'૨૪

*

[ ૧૨ ]

પરમ પ્રિય ભાઇ,

કાગળ પ્રશ્નોથી ભરેલો મળ્યો વાંચી ઘણો આનંદ થયો.

આત્માની ભાવના બની શકે તો સહસ્રદળથી પણ ઉપર કરવી યોગ્ય છે. માનવના મગજમાં તેના પ્રત્યાઘાતને પરિણામે "હું છું" એવી માનસિક ભાવના થાય છે એ યાદ રાખવું જોઇએ. અર્થાત્ સઘળું,—માનસિક, બુદ્ધિનું વગેરે,—કાર્ય પણ ત્યાંથી જ આવે છે. વિચાર પણ ત્યાંથી જ ઉત્પન્ન થાય છે. અને એમને પ્રભુને સમર્પણ પણ ત્યાં જ કરવા યત્ન કરવો.

તમારો હમણાંનો વિધિ ઠીક છે. અડગ શ્રદ્ધા રાખશો તો આ જન્મે નહિ તો આગળ ફળસિદ્ધિ છે જ. સમર્પણ કરવાનું યાદ રહેશે એટલે જ એકાગ્રતા આવી જઇ ધ્યાનના

વખતમાં તમને ઘણી મદદ થશે. યોગ પણ તેજ કરાવે છે. એ વાત આગળ વધારે સ્પષ્ટ થશે. હમણાં અજ્ઞાનમાં તેનું કાર્ય આપણી બુદ્ધિદ્વારા, યમનિયમના અભ્યાસવડે, ઉત્સાહ મારફત, ઇચ્છા વગેરેદ્વારા અપૂર્ણ રીતે જાણી શકાય છે.

(૧) ધનસંચય કરવાથી ડરશો નહિ. જરૂર ધનસંચય કરો અને દિવ્યશક્તિમાં શ્રદ્ધા રાખી તે કરે જાઓ. જેટલું વધારે ધન પેદા થાય તેટલું કરો. તમને એનાથી પડવાનો ભય નથી. કુટુંબ એમાં ન પડે એ સંભાળશો. એને માટે કાંઈક ઉપાય યોજશો. એવું કરીને પણ સમગ્ર અર્પણ કરી શકાશે. આખી ચેતના તેને આપ્યા જ કરવી.

(૨) જ્યાં સુધી આપણને પ્રભુની દિવ્યશક્તિ દોરે છે એવી ખાત્રી થાય ત્યાં સુધી જરૂર બુદ્ધિ, નીતિ, નિયમ વગેરે જ આપણાં નિયામક હોવાં જોઇએ. પરંતુ તે છેવટનાં નિયામક નથી. એમનાથી આગળનો, કે ઉપરનો, નિયામક મળ્યેથી તેમને મૂકી દેવા છે એવી સમજૂતી સાથે જ તેમનો ઉપયોગ કરવો જોઇએ.

વિચાર તો કરવો જ જોઇએ.........ફરજનો પણ વિચાર કરવો જોઇએ. ગમે તેમ વર્તવું એ મોટી ખામી છે.

એક પછી એક કામો બદલ્યાં કરવાં એ ઠીક નથી. અલબત્ત, એક વાર લીધેલું કામ બદલી જ ન શકાય (જરૂર પડે તો) એવું બંધન ન જોઇએ. પરંતુ (fixity of purpose) હેતુ સિદ્ધ કરવામાં દૃઢતા તો હોવી જોઇએ.

અમુક કામ કરવાનો સંકલ્પ ન કરો એ ઠીક છે પરંતુ પ્રભુ આપણાદ્વારા પોતાનું જે કાંઈ કામ હોય તે કરે એવો

પ કરવો જોઇએ. ઘણાંને કામ કરવાની જરૂર હોય છે.
કને ન પણ હોય. આંતરકાર્યને પણ કાર્યમાં ગણવું
. બધા પોતાની વ્યક્તિગત પસંદગી કરીને એવું આંતર-
લઇ શકે નહિ. તેના હુકમ પ્રમાણે જ ચાલવું પડે
તેનો હુકમ આપણી ઇચ્છા અને પસંદગીથી જુદો પણ
એ ધ્યાનમાં રાખવાનું છે.

જો જૂના સંસ્કારોને લઇને નિર્બળતા આવ્યા જ કરે
તેમનાથી ઉપર રહી તેઓ ક્યાં આવે છે તે જોયા જ
, એ સૌથી સરસ ઉપાય છે. તે ન થઇ શકે તો બીજા
યો જેવા કે પશ્ચાત્તાપ, પ્રાર્થના વગેરે પણ સારા છે.

યોગ અર્થાત્ પૂર્ણયોગ જુદો છે. તેની પદ્ધતિ જુદી
અને એકાન્તવાસને પણ જીવનમાં ગણવાની આપણે હિંમત
પડશે. એવા એકાન્તમાંથી કાર્ય થઇ શકે છે એની
ખાત્રી છે. બધાને એવો આદેશ મળે ત્યારે જ બધા
પ્રમાણે એકાંતવાસ કરે. ચૈતન્યના ઉપર જૂના સંસ્કારનાં,
ટેવોનાં એવાં પડ બંધાયાં હોય છે કે જ્યાં સુધી તેમને
ા નાખવામાં ન આવે ત્યાં સુધી આધ્યાત્મિક પ્રગતિ
માં ઘણો જ સમય લાગવાનો સંભવ છે. આધ્યાત્મિક
તે માટે એકાંત સેવવાની પદ્ધતિ કેટલાકની બાબતમાં
ફલદાયી નીવડે છે. તેવા લોકો જરૂર હોય તો પછીથી
કરી શકે છે.

૧૫ : ૪ : '૨૪

*

[ ૧૩ ]

**પ્રિય ભાઈ,**

**જત** તા. ૨૧મીનો કાગળ મળ્યો.

ધ્યાન કરતી વખતે બહારની સૂચનાઓ, વિચારો વગેરે આવે તે સર્વેને દૂર ફેંકી જ દેવા જોઇએ એવો નિયમ નથી. તે આવે ત્યારે તટસ્થ રહી તેમને જોવા એ પણ એક પદ્ધતિ છે અને તેમાંથી જે ખોટા હોય, હલકા હોય, યાંત્રિક ટેવને આભારી હોય, અથવા તો મનમાં પડેલા ઇંદ્રિયોના સંસ્કારોને લીધે હોય અથવા તો સ્થૂળ મનની જડતાને લીધે આવતા હોય તેમને દૂર મૂકી દેવા. તેમની નોંધ લેવી નહિ. પરંતુ બાકીના વિચારો આવે તેમને જોવા. તેમાંથી કેટલાક બુદ્ધિજન્ય જ્ઞાન આપનારા હોય છે. કેટલાક પ્રગતિ માટે ઉપયોગી સૂચના કરનારા હોય છે. તેવાઓને તપાસી તેમાં રહેલું સત્ય સ્વીકારવું.

ધ્યાનમાં એક આસને બેસવું વગેરે પ્રશ્નો ઉપયોગના નથી. આ યોગમાં પ્રકૃતિને વશ થઇને કોઇ પણ બાહ્ય નિયમનું પાલન ફરજીઆત માનવામાં આવતું નથી. એક આસન અનુકૂળ લાગે તો તે જારી રાખવું. જરૂર પડે તો બદલવું. એનાથી દિવ્યશક્તિના કાર્યમાં કે આંતર ક્રિયામાં કશો ફેર પડતો નથી. એટલે ખાવાપીવાની બાબત, બેસવાઊઠવા બાબત, કે આસન રાખીને ધ્યાન કરવા બાબત કશો નિયમ નથી. વ્યક્તિની સગવડ અને પસંદગી ઉપર તેનો આધાર છે.

પ્રભુપ્રાપ્તિ થશે કે નહિ ? એવો અનાસ્તિક પ્રશ્ન તમે કર્યો તે વાંચ્યો છે. જ્યારે દિવ્યશક્તિને મનમાં કાર્ય કરતી જોઈ શકો છો, અનુભવો છો તો પછી એવી અશ્રદ્ધાની સૂચના પ્રકૃતિમાંથી આવે છે તેને કેમ સ્વીકારો છો ? સ્થૂલ મનનો એ ધર્મ છે કે એવી અશ્રદ્ધા ઉત્પન્ન કરી યોગની પ્રગતિનો વેગ ધીમો પાડવાને યત્ન કરવો. કોઈ એના હુમલા-માંથી બચી શકતું નથી. છતાં તેને પ્રકૃતિમાં નાખી દઈ તેના ઉપર પુરુષનું દબાણ તથા અનંત શક્તિમાં શ્રદ્ધા લાવી નિરાકરણ કરી દેવું જોઈએ.

"यो यः श्रद्धः स एव सः" અનંત થવાનું બીડું ઝડપ્યું છે, એટલે અનંત જ છો એ ખૂબ યાદ રાખશો.

પ્રભુ પ્રાપ્ત થવો જ જોઈએ. જોવાનું એ છે કે આપણે તેની જ પાછળ છીએ કે બીજી કોઈ વસ્તુની પાછળ ! — પછી તે ગમે તેવી સાત્ત્વિક, સુંદર, મોહક, ધાર્મિક, નીતિ-મય હોય. सर्व धर्मान् परित्यज्य तमेकं शरणं व्रजेत् — એ કરવાની હિંમત આપણામાં આવવી જરૂરની છે. એ શ્રદ્ધા અને સમર્પણ શરૂઆતથી ભાગ્યે જ સંપૂર્ણ હોય છે. એ બન્ને ક્રમેક્રમે વધે છે. અને આપણે પણ ક્રમેક્રમે સૂક્ષ્મ-માંથી મનમાં – અને ચિત્તમાં – પ્રાણમાં – શરીરમાં સ્થા-પન કરી સર્વે કરણો ( મુક્ત આત્મા સર્વ પ્રકૃતિ અને અક્ષર પુરુષ – બન્નેને ) પુરુષોત્તમને ચરણે અર્પણ કરવાને તૈયાર થવાનું છે. આપણે ઈશ્વરનો સાક્ષાત્કાર કરી પાછળથી જૂના યોગાભ્યાસીઓની પેઠે મન, પ્રાણ કે ચિત્તમાં તેની સતત સ્મૃતિ રાખી, વ્યાકુળતા, ભક્તિ, ચિંતન વગેરેથી સંતોષ

માનવાનો નથી. બની શકે તો આપણે તો તેની જોડે સાધર્મ્ય સિદ્ધ કરવું છે. સતત તેની હાજરી, તેનું ચૈતન્ય, તેની શક્તિ, તેનો પ્રાણ આપણે ધારણ કરવાનાં છે. આ બધાને માટે આધારની પ્રાથમિક તૈયારી કરવી જરૂરની છે. શાંત, ઊંડી શ્રદ્ધા અને ઉત્કટ, સતત જાગ્રત, બળવાન તપઃશક્તિ(will)નો પ્રયત્ન તથા મનની જાગ્રત દૃષ્ટિ અને સતત અવલોકન — પ્રાણનું શમન અને ચિત્તને મસ્તક ઉપરના કેન્દ્રમાં સ્થાપન કરવાનું, પ્રાણની વિશુદ્ધિ અને કેન્દ્રનું પરિવર્તન વગેરેની જરૂર છે. તે થતાં આપોઆપ સર્વ ધીમેધીમે થઈ રહેશે. અંતરમાં અડગ શ્રદ્ધા રાખશો. આપણે તેની શોધમાં છીએ પરંતુ તે આપણી શોધમાં નીકળી પડ્યો છે એ ભુલાય નહિ તે ધ્યાનમાં રાખશો. એક જિંદગીનો શો હિસાબ ! આપણી આગળ અનંત શાશ્વતી પડેલી છે. આપણો નિશ્ચય ન ડગે તો એ ક્યાં સંતાઈ શકશે?

વ્યાકુળતાને બદલે ધીર શાંતિ અને સમતા તથા સતત જાગ્રત તપઃશક્તિનું કાર્ય વધારે અસરકારક છે. એ ધ્યાનમાં રાખવાનું છે.

તા. ૨૯ : ૪ : '૨૪

*

[ ૧૪ ]

ચિ. ભાઈ,

**પ્રથમ** તો પોતાની નિર્બળતાનું ભાન હોવું – થવું એ પ્રગતિ કરવા માટે કેવળ અનિવાર્ય છે. આપણામાં

અમુક વૃત્તિઓ — પ્રકૃતિમાં આવી રહેલી છે તેમને જાણવી એ આત્મજ્ઞાનનું પ્રથમ પગથીઉં છે. ઘણી વાર જુવાન માણસો પોતાની શક્તિમાં અતિશય—પ્રમાણ બહારનો વિશ્વાસ રાખતા જણાય છે. તેનું ખરું કારણ આવી જાતના આત્મનિરીક્ષણની ભયંકર ખામી હોય છે. પોતાની પ્રકૃતિ જેવી હોય તેવી જાણવી એનું નામ ખરી પ્રમાણિકતા કહી શકાય. પોતાની શક્તિને બરોબર જાણવી એ સફળ કાર્ય માટે વ્યવહારૂ જીવનમાં જેટલું જરૂરી છે તેટલું જ આધ્યાત્મિક પ્રગતિ માટે પણ જરૂરી છે. અહંકાર, દંભ, ડોળ, દમામ, હર્ષ, મદ વગેરે; યા તો કામ, ક્રોધ, લોભ, આસક્તિ, કામના, ઇચ્છા, સ્પૃહા, રાગદ્વેષ, હર્ષશોક, આશાતૃષ્ણા, વાસના, એશઆરામની વૃત્તિ, આળસ, પ્રમાદ, અવ્યવસ્થિતપણું વગેરે પોતાના સ્વભાવની શોધ કરનારને જણાયા વિના રહે જ નહિ. કારણકે આ સર્વ ત્રૈગુણ્યમયી પ્રકૃતિની સામગ્રી છે, અને સામાન્ય માનવની પ્રકૃતિમાં તેનું કાર્ય ન હોય એ બનવું અસંભવિત જ છે. અર્થાત્ સાધકે પ્રથમ આ વસ્તુઓને જોવી જરૂરની છે; પરંતુ કેવળ જોવાથી તેમનો અટકાવ કરી શકાતો નથી. જોવાનો અર્થ નરી આંખે નહિ પરંતુ સૂક્ષ્મદૃષ્ટિથી. વળી જોવામાં તે ક્રિયાઓ ક્યાં ક્યાં ઉત્પન્ન થાય છે? કેવી રીતે કામ કરે છે? ક્યાંથી આવે છે? વગેરે જાણવાનો પણ સમાવેશ થાય છે, એટલું જ નહિ પરંતુ આપણી અનુમતિ ન હોવા છતાં કેમ કરીને વિજય મેળવી શકે છે તેનું કારણ પણ જાણવું જોઇએ. ઘણુંખરું તો "આપણી અનુમતિ નથી" એમ આપણને દેખાય છે. પરંતુ

સૂક્ષ્મમાં જોતાં આપણી અવચેતના તે ક્રિયાઓને અનુમતિ આપતી હોય છે એવું જણાઈ આવે છે. માટે ત્યાંથી પણ આપણી અનુમતિ અટકવી જરૂરની છે. પરંતુ અવચેતનાનું એ રૂપાંતર અતિશય મુશ્કેલ છે અને સાધનાની અંતિમ અવસ્થામાં જ તે સિદ્ધ થઈ શકે.

હવે આ તો એ વૃત્તિઓને તથા તેમની સૂક્ષ્મ ક્રિયાઓને જોવાની વાત થઈ. પરંતુ ઘણીખરી વાર આ ક્રિયાઓ જોડે લઢતાં સાધક હાર ખાય છે ત્યારે, ખાસ કરીને શરૂઆતમાં. યોગસાધનામાં વિક્ષેપ નાખનાર નિરાશા, અશ્રદ્ધા યા તો રજોગુણી વ્યાકુળતા, બળનો અથવા તો કોઈ ભયંકર ( ક્રૂર ) ઉપાયનો આશ્રય લેવાની વૃત્તિ, યા તો તમોગુણમય અ-પ્રયત્ન, નિષ્ફળતા, નિષ્ક્રિયતા અને અજ્ઞાન વગેરે આવે છે. અને સાધકની સમતાનો તથા પ્રયત્નની સતત ધારાનો ભંગ કરવાનો લાગ સાધે છે. માટે તેમનાથી સાવધ રહેવું જરૂરનું છે. "હું અશક્ત છું" એ વિચાર પ્રકૃતિને વશ અહંતાને માટે તદ્દન ખરો છે. પરંતુ આપણા અનંત, સચ્ચિદાનંદ સ્વરૂપને માટે તે ખ્યાલ તદ્દન ખોટો છે. પ્રકૃતિ સાથે એકતા કરી અજ્ઞાનનાં મોજાંઓમાં આમથી તેમ અથડાતી વ્યક્તિ તે "આપણે" નથી. આપણે સાક્ષી, અનુમંતા થઈ છેવટે ઈશ્વર થવાનું છે. "થવાનું છે" એનો અર્થ હમણાં આપણે નથી તે સ્વરૂપને આપણે પ્રાપ્ત કરવાનું છે. નહિ કે આપણે ઈશ્વરને ઉત્પન્ન કરીશું. આ "થવાનું" તે ક્ષર પુરુષને માટે છે — પુરુષોત્તમને માટે નહિ. એટલે જ્યારે જ્યારે હાર થાય ત્યારે ત્યારે પુરુષત્વમાં ચેતનાને સ્થાપન કરી હાર પ્રકૃતિમાં

થઇ છે: એ બરાબર જાણવું અને અનુભવવું જરૂરનું છે. એ પ્રમાણે ન થઇ શકે તો લડત વધારે લંબાવાનો સંભવ છે. આપણે પરિમિત મન, પ્રાણ અને શરીર અથવા તો એ ત્રણેથી બંધાએલી અહંતા છીએ એ ખ્યાલ સર્વ જીવનના મૂળમાં રમી રહેલો છે અને તે અજ્ઞાનનું મૂળ છે — માટે તેને ખૂબ પ્રયત્નથી દૂર કરવાનો છે.

ધ્યાન વખતે જ્યારે જ્યારે બીજા વિચારો આવે ત્યારે પણ તેમનાથી છૂટા પડી તટસ્થ રહીને પ્રથમ તો તેમને જોવા. પછી તેઓ ક્યાંથી આવે છે તે તપાસવું. અર્થાત્ માનસિક ભૂમિકામાંથી આવે છે કે પ્રાણમાંથી કે હૃદયમાંથી કે તેનાથી પણ નીચેથી. આ પ્રમાણે જોતાં તટસ્થપણું જાળવી આપણામાં એ સર્વે આવે છે. "આપણે" એ નથી એ ભાન સતત જાગ્રત રાખવું. તેમને જોઇને ઉપરથી વિવેક-શક્તિને કાર્ય કરવાને આજ્ઞા કરવી. ધીમે ધીમે તુરત જ અસત્ય વિચારો અસત્ય તરીકે જણાઈ આવશે, સત્ય હશે તેમાં કેટલું સત્ય છે તે પણ દેખાઈ આવશે. આ પ્રમાણે વિરાટ ( Universal ) મનમાંથી જે જે ક્રિયાઓ આપણામાં આવે તે તે તટસ્થ રહીને જોવી. આ બધી ક્રિયાઓ આપણા સૂક્ષ્મદેહમાં વિરાટમાંથી આવે છે. કોઇ વ્યક્તિ તરફથી પણ તે ક્રિયાઓ આપણામાં આવી શકે. — ખાસ કરીને આપણો તેની સાથે સંબંધ હોય તો. સત્ય વિચાર આવે તેનો સ્વીકાર કરવો. ધીમેધીમે મનનો જોઈએ તેટલો વિકાસ થઇ જતાં વિચારો આપોઆપ શાંત થઇ જશે અને મનથી પર રહેલી ભૂમિકાનો અનુભવ થવા માંડશે. પરંતુ એકદમ નહિ.

મનોમય ભૂમિકા ઉપર યોગ સારી પેઠે આગળ વધવાની જરૂર છે.

બીજી બાબત બ્રહ્મચર્યની છે. અલબત્ત, સર્વે વાસનાઓ, વૃત્તિઓ વગેરે વિરાટમાં આવી રહેલી છે. વિશ્વ જીવનમાં હમણાં તેમનું સામ્રાજ્ય ચાલે છે. આપણે તેમની સામે બળવો જાહેર કર્યો છે. સર્વમાં આવે છે તે પ્રમાણે આપણામાં પણ તેઓ આવે એ સ્વાભાવિક છે. કારણકે આપણે વિરાટમાં છીએ. વળી આપણે પોતે પોતાની તપઃશક્તિથી પોતાના આધારમાંથી તેમને દૂર કરી દઈએ તોપણ આપણી લડત પૂરી થઈ ગણાય નહિ, કારણકે વિરાટમાં તે સર્વ વૃત્તિઓ હોય છે. તે આપણામાં બહારથી આવવાની. અને આવવાની એટલું જ નહિ પરંતુ પુષ્કળ યત્ન કરી ગુમાવેલું સ્થાન મેળવવા યત્ન કરવાની. એટલે આપણે સૌથી પ્રથમ તો એ વૃત્તિથી ગભરાવાની જરૂર નથી. પ્રકૃતિનું એ એક કાર્ય છે એમ આપણે જાણી લેવું જરૂરનું છે. પછી તે આપણામાં કઈ રીતે અનુમતિ મેળવીને કામ કરે છે તે જોવું જોઈએ. કારણકે અનુમતિ – પુરુષની અનુમતિ – વિના પ્રકૃતિ કદી પણ કાર્ય કરી શકતી નથી. આપણે અનુમતિ ક્યાં આપી તે જોવું પ્રથમ મુશ્કેલ છે કારણકે કેટલીએ વાર એ અનુમતિ ભૂતકાળમાં કે ગત જીવનમાં પણ આપેલી હોઈ શકે છે. પરંતુ સૂક્ષ્મ અવલોકન કરતાં આપણને તેનું જ્ઞાન થઈ શકે છે. તે સર્વ અનુમતિ બંધ કરી દેવી જરૂરની છે. ત્યાર પછી જીત મળે. પરંતુ આ યત્નમાં પણ હાર થતાં નિરાશા અને અશ્રદ્ધા યા તો વ્યાકુળતાને સ્થાન આપવા કરતાં

સમતા, શાંતિ, ધીરતા અને શાંત તપઃશક્તિનો આશ્રય લઇ જાગ્રત અવલોકન કરવાની જરૂર વધારે છે. એવી વૃત્તિ આવતાં જ મનમાં ખબર પડવી જોઇએ. ક્યાં કાર્ય ચાલે છે તે તુરત જોવું — તેનાથી જુદા પડવું અને ઉપરથી મદદ લઈ તેને દૂર કરવાનો પ્રયત્ન કરવો.

વળી એક બીજી સૂચના પણ ધ્યાનમાં રાખવી જરૂરની છે. જે વૃત્તિ આપણે પોતે "હલકી પ્રકૃતિની છે" એવું સ્પષ્ટપણે જોઇ શકીએ તે દિવ્યશક્તિને અર્પણ ન જ કરવી જોઇએ. તુરત જ આપણી પોતાની તપઃશક્તિથી, યા તો પુરુષ તરીકે તેનાથી જુદા પડી ઉપરથી દિવ્યશક્તિનું આહ્વાન કરી તેની સહાયથી, તેને દૂર કરવાનો જ યત્ન કરવો જોઇએ.

વળી બ્રહ્મચર્યની શક્તિ, તથા જાતીય – કેન્દ્ર (સૂક્ષ્મ) પણ દિવ્યશક્તિને અર્પણ કરવા પ્રયત્ન કરવો જોઇએ. આપણી સૂક્ષ્મ શક્તિઓ મન, ચિત્ત, પ્રાણ, જાતીય જીવન સર્વ તે દિવ્યશક્તિને અર્પણ કરી સર્વ કેન્દ્રો તેની પ્રેરણાથી ચાલે એવી ભાવના સ્થિર કરવી જોઇએ. ત્યાર પછી હલકાં બળો તેના ઉપર હુમલો કરે તો પણ ફાવી શકે નહિ. પરંતુ એ થઇ શકે તે પહેલાં સાધકે યુદ્ધ કરવાને તૈયાર રહેવું જોઇએ. વળી સૂક્ષ્મ દેહમાં પણ જાગ્રત રહી શકાય તો હુમલો કરનાર શક્તિને પણ સાધક જોઈ શકે. જેમ સ્થૂલ જગત આપણને સ્પષ્ટપણે જણાય છે તેજ પ્રમાણે તે બળોને પણ જોઇ શકાય છે. જે જ્યોતિ દેખાય છે તે સૂક્ષ્મમાં હોય છે. તેજ પ્રમાણે સૂક્ષ્મ આધારની નીચેની ભૂમિકાઓ ઉપર (અર્થાત

નાભિ આગળ તથા તેનાથી નીચે) આ બળોની ક્રિયા સૂક્ષ્મ-દેહમાં સ્પષ્ટપણે જોઈ શકાય છે; અને જો તે અવસ્થામાં પણ જ્ઞાન અને તપઃશક્તિ જાગ્રત હોય તો તેમને દૂર કરી શકાય છે, એટલું જ નહિ પરંતુ તેમનો નાશ પણ આપણી પ્રાણશક્તિવડે કરી શકાય છે.

વળી ઘણી વાર એવા હુમલાની ચેતવણી સાધકને આગળથી આપવામાં આવે છે. તે વખતે આખી રાત જાગ્રત રહેતાં પણ પાછા હઠવું જોઈએ નહિ. એ બળ હાર્યા છતાં પાછું અનેક જુદાં સ્વરૂપોમાં આવવાનો ભારે યત્ન કરે છે. અને સાધકને નડવાનો પ્રયત્ન કરે છે. અંતે દિવ્યશક્તિમાં ચેતના સ્થાપન થતાં સર્વ બાધા દૂર થઈ જાય છે. એટલે તેમની જોડે લડત લડવામાં શાંતિ, સમતા, તપઃશક્તિ અને જ્ઞાન પણ સ્થાપન કરવાની ઘણી જરૂર છે એ ભૂલાય નહિ.

વળી એમાં નિષ્ફળતા મળે તો નિરાશ થઈ જવાની જરૂર નથી. આપણી પ્રકૃતિમાં આ શક્તિઓ જેમ અંદરથી કાર્ય કરે છે તેમ બહારથી પણ તેઓ આવે છે. અને એ આપણાથી બહાર છે એ ખાસ યાદ રાખીને યત્ન કરવો.

ગૃહસ્થ જીવનના આદર્શ વિષે કોઈક વાર જણાવીશ. હમણાં તો એટલું બસ છે કે પ્રાણશક્તિના આવેશને વશ થઈ સ્ત્રી જોડેનો સંબંધ સ્વીકારવાની આ યોગમાં મના છે. સ્ત્રી જોડેનો સંબંધ પ્રાણથી કે ચિત્તથી કે માનસિક ભૂમિકાદ્વારા નહિ પરંતુ તેનાથી પણ ઉપરથી થવો જોઈએ; અને પ્રજાની ઉત્પત્તિની પ્રેરણા પણ ત્યાંથી થવી જોઈએ. હલકાં બળો કે ક્ષુદ્ર વાસનાના હુમલાને પરિણામે કામવશ

થવું એ પશુત્વની આપણામાં રહી ગએલી નિશાની છે. એ દેવત્વને માટે યત્ન કરનારે જાણવું જરૂરનું છે.

તા. ૯ : ૫ : '૨૪

*

## [ ૧૫ ]

પરમ પ્રિય ભાઇ,*

**પ્રથમ** તો સ્વભાવમાં અથવા પ્રકૃતિમાં જેટલી સૂચનાઓ થાય છે તે બધી કાંઇ વિરોધી હોતી નથી. વિરોધી સૂચનાઓનું લક્ષણ એ છે કે તેઓ યોગની પ્રગતિમાં અડચણ કરનાર હોય છે. એ અડચણ અનેક પ્રકારે કરવાને યત્ન થતો જોવામાં આવશે. કોઇ પણ પ્રકારે યોગમાં સફળતા ન મળે એવો પ્રયત્ન એ વિરોધી સત્ત્વો તરફથી કરવામાં આવે છે. કોઇ પણ સૂચના (suggestion) વિરોધી છે કે નહિ. તે હવે તમે જાણી શકશો.

વિરોધી સૂચનાઓ માનસિક ભૂમિકામાં ભાગ્યે જ આવી શકે છે. પરંતુ ત્યાં પણ ન જ આવી શકે એવું નથી. મનમાં તેઓ જુદે સ્વરૂપે આવે છે તથા જુદા પ્રકારે પોતાનું કામ કરવાને પ્રયત્ન કરે છે. અશ્રદ્ધા, શંકા, નાસ્તિકતા, યોગના અનુભવો વિષે, સિદ્ધાંત વિષે — યોગના માર્ગ વિષે પણ

*શ્રીઅરવિંદની સૂચનાથી લખાયલો.

એવી અશ્રદ્ધા તેઓ મનમાં ઉત્પન્ન કરવાને પ્રયત્ન કરે છે; પરંતુ ઘણે ભાગે તેઓ માનસિક ભૂમિકામાં બહુ સરળતા મેળવી શકતી નથી.

પ્રાણમય ભૂમિકામાં અને સ્થૂલ (શારીરિક) ભૂમિકામાં તેઓ વધારે જોર કરતી જણાશે. પ્રાણમાં પ્રથમ તો ઇચ્છા કામના, વાસના, ધનલાલસા, સત્તાનો લોભ, મોટા ગણાવાની ઇચ્છા, "પોતે સાધક છે" એવી ભાવના, કામવાસના વગેરે પ્રાણમય સામગ્રીમાં તેઓ સાધકને દોરવાનો યત્ન કરે છે. વળી એ વિષયોમાં કેવળ ઇચ્છા ઉત્પન્ન કરી તેઓ ઝંપતા નથી. પરંતુ બનતાં સુધી સાધકને તે પદાર્થોની પ્રાપ્તિ માટે કર્મમાં પ્રેરે છે. એ પ્રમાણે થાય તો સાધકનો યોગ અટકે, અને એ વિરોધી સૂચનાઓ એટલું જ કરવા માટે પ્રયત્ન કરતી હોય છે.

ગાંડપણની સૂચના પણ પ્રાણમય ભૂમિકામાંથી થાય છે. તેને સ્થાન આપવામાં સાધકનો પ્રયત્ન શિથિલ થાય છે. કોઇ પણ પ્રકારે ભય ઉત્પન્ન કરી, અશ્રદ્ધા ઉત્પન્ન કરી, લાલચ આપી, ડરાવી, પટાવીને પણ આ વિરોધી સત્ત્વો યોગમાં મંદતા લાવવા માગે છે. પ્રથમ તો સાધના સમૂળી છોડવવા યત્ન કરે છે અને તેમ ન થાય તો છેવટ તેમાં વિઘ્નો નાંખવા યત્ન કરે છે.

વળી શારીરિક ભૂમિકામાંથી વ્યાધિ, મૃત્યુ વગેરેની સૂચનાઓ પણ થાય છે, અને સાધકે તે સ્વીકારવી જોઇએ નહિ.

હવે પ્રશ્ન એ થશે કે "સૂચના સ્વીકારવી નહિ" એટલે શું કરવું? ઉપર જે વિરોધી સૂચનાઓ જુદી જુદી ભૂમિકામાં

થતી જણાય છે તેમને સ્વીકારવાથી સાધકની પ્રગતિ ધીમી પડે છે, એ તો તમને ઉપરના લખાણ ઉપરથી સમજાયું હશે. "સ્વીકારવાથી" એટલે તે સૂચનાઓ થતાં પોતે તેની જોડે એકતા સ્વીકારવી તે. ધારો કે પ્રાણમાંથી એમ થાય કે "તું ગાંડો થઇ જઇશ"—એટલા ઉપરથી "હું ગાંડો થઇ જઇશ" એવી લાગણી થાય એનું કારણ એ હોય છે કે અંતઃકરણનો કોઇ ભાગ તેને સ્વીકારતો હોય છે. આપણે તે શોધી કાઢવું જોઇએ. અલબત્ત, વારે વારે થતી સૂચનાને સ્વીકારવામાં આવે તથા વધારે ને વધારે સ્વીકાર કરતાં છેવટે તેની જોડે સંપૂર્ણ એકતા કરવામાં આવે તો તે સૂચના અસરકારક નીવડી શકે. તમને થએલી બંનેમાંથી એક પણ સૂચના કામ નથી કરી શકી તે જ બતાવી આપે છે કે તેઓ હમેશાં સાચી હોતી નથી. વળી તેમનું સાચું પડવું સાધકના સ્વીકાર કરવા ઉપર આધાર રાખે છે.

હવે પ્રશ્ન એ રહ્યો કે તેમનો સ્વીકાર ન કરવા માટે શું કરવું? પ્રથમ તો કયો ભાગ સ્વીકાર કરે છે તે શોધવાનો યત્ન કરવો. બીજું, પુરુષ તરીકે સાધકે તે ભાગથી છૂટા પડી તે સૂચના પોતાની બહાર થાય છે તે જોવું અને પોતાનામાં નથી એમ અનુભવવું. એ પ્રમાણે અનુભવવા માટે મનમાં સ્થિત થઇ શાંતિપૂર્વક પોતે મનોમય પુરુષ છે અને પ્રાણ તથા શરીરથી જુદો છે, તથા તેમનો નેતા છે એમ સમજી તેણે તપઃશક્તિદ્વારા એ સૂચનાઓને બહાર જવાને આજ્ઞા કરવી. તેણે પોતે એમ કહેવું "હું તો ઇશ્વરના હાથમાં છું. મને સૂચના કરનાર તું કોણ? તું બહારથી આવી મને

કરાવવા માગે છે? પરંતુ હું તારો સ્વીકાર કરતો નથી. બહાર ચાલી જાઓ!"— આ પ્રમાણે તપઃશક્તિદ્વારા તેમને દૂર કરવાને યત્ન કરવો તથા દિવ્યશક્તિમાં સંપૂર્ણ શ્રદ્ધા રાખવી. એવો પ્રયત્ન કરવા છતાં કોઈક વાર તેઓ એકદમ ન જાય એ બનવાજોગ છે. પરંતુ સંપૂર્ણ શાંતિ જાળવવી એ પ્રથમ જરૂરનું છે. તથા તે શાંતિમાં સ્થિરપણે,—ઉકળાટ કે—ગભરાયા વગર, દિવ્યશક્તિને આહ્વાન કરી તે સર્વેને દૂર કરવાને પ્રાર્થના કરવી તથા પોતે પુરુષ તરીકે તેમનાથી તદ્દન જુદા રહેવું.

આટલું થતાં કોઈક વાર તેઓ જરાક અસર કરી શકે અર્થાત્ કાંઈક મુશ્કેલી ઊભી કરી શકે પરંતુ સંપૂર્ણ જ્ઞાન અને શ્રદ્ધા જાગ્રત હોય તો તેઓ કદી પણ પોતાનો હેતુ સિદ્ધ કરી શકે નહિ એ ખાત્રી રાખવી; તથા પ્રભુની દિવ્ય-શક્તિમાં શ્રદ્ધા હોય તો ભાગ્યે જ તેઓ કાંઈ પણ કરી શકે છે.

આશા રાખું છું કે આ સૂચનાઓ પૂરતી ઉપયોગી નીવડશે.

તા. ૧૪ : ૬ : '૨૪

*

[ ૧૬ ]

**પ્રિય ભાઈ,**

**જે** **ત** કાગળ આજરોજ મળ્યો. વાતાવરણની અસર જણાય છે તથા તેનું જ્ઞાન થાય છે તે જાણી આનંદ થયો. હજી વધારે સૂક્ષ્મપણે અવલોકન કરવાનો પ્રયત્ન જારી રાખશો,

જેથી પ્રકૃતિનાં નીચેનાં — અવચેતન — પડોમાં તથા તલશાયી ચૈતન્યમાં આવેલી અશુદ્ધિઓ પણ નજરે ચડે.

લગ્નના નિશ્ચયમાં કાયમ રહેશો એટલી તો ઓછામાં ઓછી આશા રાખું છું. આદર્શજીવન ગાળવા માટે જો તમારે પત્નીની જરૂર હશે તો તમને તે બાબતનો નિર્ણય તથા જ્ઞાન ઊર્ધ્વચેતનામાંથી પ્રાપ્ત થશે. સાધના કરનાર વ્યક્તિએ લગ્ન વગેરે સામાજિક આદર્શોનાં બંધન વટાવી જવાં જોઇએ. વળી લગ્નનો રૂઢ અર્થ પણ આપણા જીવનમાં લાગુ પડે નહિ એ પણ સ્પષ્ટ છે. સાધકના જીવનમાં એ સંબંધ પ્રાણમય તથા શારીરિક તો હોઇ શકે જ નહિ. અર્થાત્ દિવ્યશક્તિની પ્રેરણા થયા વિના પ્રાણમય આવેશ કે મનની કલ્પિત જરૂરીઆત યા તો કોઇ પણ વિશ્વપ્રકૃતિના બળના હુમલાથી પ્રજોત્પાદન કરવું જોઇએ નહિ. પરંતુ દિવ્યશક્તિની ક્રિયાના પરિણામરૂપે તે કામ થવું જોઇએ. શુષ્ક અને અસ્વાભાવિક નિગ્રહના નિયમોમાં અને આ મહાન સત્યમાં તમને ઝટ ફેર ન જણાઇ આવે એ સમજી શકાય તેવું.

સૂર્યની જ્યોતિનું દર્શન એ વિજ્ઞાનમય ચેતનાનું સૂચક છે. તમે જે તેજ જોયું લાગે છે તે મનથી પર ભૂમિકાનું છે એ તો નિઃસંશય. માનસિક ભૂમિકા વટાવ્યા પછી સહજ-જ્ઞાન યાને સ્મૃતિ, ( intuition ), પ્રેરણા યાને શ્રુતિ ( inspiration ) અને દૃષ્ટિ(revealation)ની મનોમય ચેતનાથી પર રહેલી શક્તિઓ પ્રથમ ખુલે છે. સહજ—જ્ઞાન યાને સ્મૃતિ જાણે આપણે ભૂતકાળનું જ્ઞાન ફરીને યાદ કરતા હોઇએ એ રીતે મનોમય ચેતનાની ઉપરથી આપો-

આપ નીચે આવે છે તેમાં પણ બે પ્રકાર હોય છે. (૧) સહજજ્ઞાનની સૂચનાઓ (૨) સહજજ્ઞાન પ્રેરિત વિવેક. એ સૂચનાઓ આપણા મનને અનેક શક્યતાઓ દર્શાવે છે; પરંતુ દરેક સૂચનામાં સત્યનો અંશ કેટલો છે તે સહજવિવેક બતાવે છે. આ (૨) વિવેકશક્તિ પણ બુદ્ધિમાંથી નહિ પરંતુ સહજજ્ઞાનમાંથી જ ઉપજે છે અને અનેક સૂચનાઓના ઢગલામાંથી સત્ય તારવી કાઢી માનસિક દૃષ્ટિ આગળ ધરે છે.

શ્રુતિ યાને પ્રેરણામાં જાણે કોઈ બોલતું હોય એમ સાધકને લાગે છે, કેટલીક વાર અમુક કાર્ય કરવાની પ્રેરણા પણ આજ્ઞારૂપે સંભળાય છે. વળી તેની સાથે સાથે શક્તિ તથા તેમાં રહેલો સત્યનો અંશ વિજળીના ઝબકારાની પેઠે આપોઆપ દેખાઈ આવે છે. આ ક્રિયાનું ક્ષેત્ર હમેશાં વિશાળ હોતું નથી. ઘણેખરે ભાગે તે અમુક વિશિષ્ટ પ્રદેશમાં ઝબકારો આપે છે ખોટી સૂચનાઓથી અને પ્રેરણાનું અનુકરણ કરનાર વસ્તુઓથી સાધકે સાવચેત રહેવું જોઈએ.

દૃષ્ટિ એ સત્યનું સૂક્ષ્મ ભૂમિકામાં પ્રત્યક્ષ દર્શન છે. જ્યોતિરૂપે અથવા તો સૂચક મૂર્ત સ્વરૂપોદ્વારા પણ તે જ્ઞાન કોઈક કોઈક વાર પ્રકટે છે. કોઈ વાર એવાં રૂપો નથી પણ દેખાતાં. પરંતુ ચેતનામાં સત્ય આપોઆપ જાણે પ્રત્યક્ષ થાય છે અને સર્વ કરણો તેનો સ્વીકાર કરે છે તથા એ જ્ઞાન નિશ્ચયાત્મક હોય છે.

આ શક્તિઓની ભૂમિકા મન તથા વિજ્ઞાન વચ્ચેની છે.

હવે અંતરાત્માની ક્રિયા તમારામાં સ્થિર ન થવાનું કારણ તમે પોતે અનુભવ્યું છે,— અને તે પ્રાણનું અધોગામી

આકર્ષણ છે. તમે જોયું છે કે પ્રાણ ઊંચે જતાં ચેતનાનો પ્રતિરોધ કરે છે યા તો પોતે ડરે છે. પ્રાણની શુદ્ધિ અપૂર્ણ હોવાને લીધે પણ એ પ્રમાણે બનતું હોય. ઘણુંખરું પ્રાણ એ ઊર્ધ્વગતિ તથા સ્થિતિમાં બાધા કરે છે. માટે પ્રાણની તથા તેની પણ નીચે આવેલા ચેતનના સ્તરોની શુદ્ધિ ઉપર ખાસ ધ્યાન આપવું જરૂરી છે.

તા. ૧૭ : ૬ :'૨૪

*

[ ૧૭ ]

સ્નેહી ભાઇ,

**આધારની** અશુદ્ધિ એટલે પ્રકૃતિની ક્રિયાઓની ગેરવ્યવસ્થા. પ્રાણમાં થતા કામના વગેરેના હુમલા એ એનું પરિણામ છે. પરંતુ યાદ રાખવું જોઇએ કે એને ને આપણને કાંઇ સંબંધ નથી. એ એક બહારનું વિજાતીય તત્ત્વ (foreign element) છે. આપણે તો એના કરતાં જુદા છીએ. આપણે સાક્ષી છીએ. અને એ સાક્ષીપણાની રૂએ સંપૂર્ણ શાંતિ અને સમતા ધારણ કરી એ સર્વથી છૂટા પડવાનો અભ્યાસ પાડવો જોઇએ. આપણે આધારથી પર રહેલી દિવ્યશક્તિરૂપ છીએ. કેવળ સાક્ષી રહી અચળ શાંત ધારણ કરી એ શક્તિ ઉપર એકાગ્રતા વધારવા પ્રયત્ન કરવો જરૂરી છે. એ શક્તિનું કાર્ય અચૂક તથા અમોઘ છે. એનું

પરિણામ ન જણાય તેથી એમ માનવાનું નથી કે કંઇ પ્રગતિ થતી નથી. જ્વાળામુખી ફાટતાં પહેલાં હજારો વર્ષની તૈયારી અંદર થઇ રહી હોય છે. શક્તિનું કાર્ય તેવી જ રીતે થાય છે. જ્યારે પ્રગતિ થતી માલુમ ન પડતી હોય ત્યારે પણ તે થઇ જ રહેલી હોય છે. તેનું શરણુ મિથ્યા જતું નથી. એ પ્રગતિ તૈયારીરૂપ હોય એ સ્વાભાવિક છે. જ્યારે શુદ્ધિનું કાર્ય શક્તિ કરે ત્યારે અશુદ્ધિનો કચરો ઊડાઊડ કરી મૂકે છે — ઘર સાફ કરતાં જેમ રજ ઊડે છે તેમ. પણ આપણે તો શાંતિ અને સમતા ધારણ કરી પ્રભુ ઉપર શ્રદ્ધા અચળ રાખ્યે જ છૂટકો. "મારો ભક્ત નાશ પામતો નથી" એ ભગવદ્ વાક્ય ઉપર શ્રદ્ધા રાખવી. સંપૂર્ણ સમતા – સાક્ષી-ભાવ અને ઉપરથી આપણામાં કામ કરી રહેલી પ્રભુની મહાશક્તિ ઉપર સંપૂર્ણ શ્રદ્ધા – એટલી બાબત ધ્યાનમાં રાખવી.

ઇ. સ. ૧૯૨૪

*

[ ૧૮ ]

**પરમ સ્નેહી ભાઇ,**

**મા**નવ સંપૂર્ણપણે શુદ્ધ ન થાય ત્યાં સુધી ભગવદ્-પ્રાપ્તિ માટે પ્રયત્ન જ કરવાને નાલાયક ગણાય, તો જગતમાં એવો એક પણ માણસ મળવો સંભવિત નથી. એટલે "હું

નિર્બળ છું" "હું પાપી છું" એવી જાતના ખ્યાલો ઉપર મનને એકાગ્ર કરવાની ભૂલ ન કરતાં એ બધી નિર્બળતાઓ તમારી ( તમારા મૂળ સ્વરૂપમાં ) નહિ પરંતુ તમારી પ્રકૃતિમાં બહારથી આવેલી છે અને તેથી તે દૂર થઈ જશે એવી જ વૃત્તિ તેમના પ્રત્યે ધારણ કરવી ઇષ્ટ છે.

× ×

તમે વારે વારે બુદ્ધિને છેવટના ન્યાયાધીશ તરીકે બેસાડવાનો પ્રયત્ન કરો છો તે ખોટો છે. બુદ્ધિ કદી પણ છેવટનો નિકાલ કરી શકતી નથી. અંતરાત્માના અવાજને સાંભળવાનો અભ્યાસ પાડશો તો જણાશે કે બુદ્ધિ જે કહી શકતી નથી, તે આપોઆપ સમજી શકાય તેવું હોય છે.

ઇ. સ. ૧૯૨૪

*

[ ૧૯ ]

**પ્રિય ભાઇ,**

**પ્રાણશક્તિનું** કાર્ય સૂક્ષ્મદેહમાં જીવન રેડવાનું, ઇચ્છાઓ ઉત્પન્ન કરવાનું, તેમને વેગ અને રસ આપવાનું, લાગણીઓને પોતાના ધક્કાથી ઉશ્કેરવાનું, મનને પોતાના ઊભરાઓથી ઢાંકી બુદ્ધિને આંજી નાખવાનું, સર્વ પ્રકારની સૂક્ષ્મ અને સ્થૂલ ક્રિયાઓ કરાવવાનું વગેરે છે. પ્રાણમયકોશમાં વિરાટ પ્રાણના પ્રવાહો આવજા કરતા જ હોય છે. ઘણી

વાસનાઓ. કામનાઓ, આસક્તિઓ, ઇચ્છાઓ, સ્પૃહાઓ વગેરે તે વિશ્વપ્રવાહમાંથી માણસમાં આવે છે, તેને પોતાની વૃત્તિઓરૂપે દેખા દે છે. અને પોતે સંતોષ પ્રાપ્ત કરવાને મથે છે.

આવી વૃત્તિઓને જીતવાના બે માર્ગ સામાન્ય રીતે પ્રચલિત છે. ( ૧ ) નીતિનિયમો, વ્રતો, આદર્શો વગેરેથી પ્રાણને નિયમમાં લાવવાનો માર્ગ, અને ( ૨ ) શુદ્ધ, આધ્યાત્મિક માર્ગ.

નીતિ નિયમનો આશ્રય લઇને બુદ્ધિવડે માણસ પ્રાણના ઉપર વિજય મેળવવા યત્ન કરે છે. એમાં પણ જુદાં જુદાં પરિણામો આવે છે. કેટલાંક ઉદાહરણોમાં નીતિને અને બુદ્ધિને એટલું બધું પ્રાધાન્ય આપવામાં આવે છે કે પ્રાણશક્તિ જ સૂકાઇ જાય છે. કેટલાક લોકો મનવડે પ્રાણના ઉપર એટલું દબાણ કરે છે કે સર્વ અશુદ્ધિઓ અને ખામીઓ પ્રાણનાં નીચેનાં થરોમાં જઇ દબાઇ રહે છે. તપઃશક્તિ ( will – force ) અને બુદ્ધિનાં મિશ્રણની ક્રિયાનું પરિણામ અપૂર્ણ જીતમાં, અથવા તો, પ્રાણશક્તિ અને માનસિક બુદ્ધિ કે નીતિ એમની વચ્ચે બાંધછોડ કરી અમુક પ્રકારનું સમતોલપણું સ્થાપન કરવામાં આવે છે. પરંતુ એવી બાંધછોડની નીતિ કાંઇ ખરી જીત નથી. ઘણાં સાત્ત્વિક લોકોનાં જીવનને આના ઉદાહરણ તરીકે ગણી શકાય. અને કેટલીયે જાહેર સંસ્થાઓમાં અમુક સિદ્ધાન્તોના સ્વીકાર અને માનવની પ્રાણશક્તિ એ બંને વચ્ચે જે અમુક પ્રકારનું સમતોલપણું સ્થાપન થાય છે. તેને ઘણી વાર ઉચ્ચતમ આધ્યાત્મિક અવસ્થા તરીકે

સ્વીકારવામાં આવતી જણાય છે. એવી શિક્ષા-દિક્ષાના ઉત્તમોત્તમ નમૂનાઓ પણ પ્રાણનું રૂપાંતર કરી શકતા નથી. તેઓ પ્રાણશક્તિનાં કાર્યોને નીતિમય વલણ આપે છે, યા તો આપવા પ્રયત્ન કરે છે. ઉદાહરણ તરીકે સ્વાદેન્દ્રિયની માગણીને નવી દિશામાં વાળી, નવી જાતના સ્વાદને જૂનાની જગ્યાએ સ્થાપન કરવામાં આવે છે. સામાન્ય પ્રાણમાં રહેલી કર્મ કરવાની તરલ વૃત્તિને અમુક કર્મો ન કરવાની ટેવ પાડી તેને અમુક વહેણોમાં વાળવામાં આવે છે. સાદાં કપડાં પહેરવાની વૃત્તિને અમુક પહેરવેશમા આનંદ માનવાની ટેવ પાડવામાં આવે છે. પરંતુ એ બધું અપૂર્ણ કાર્ય છે.

ખરો માર્ગ,—પૂર્ણતાનો માર્ગ,—જુદો છે. પ્રાણશક્તિ એ પરાપ્રકૃતિમાં રહેલી ચૈતન્યશક્તિ યાને ચિત્તશક્તિનું આપણી અપૂર્ણ પ્રકૃતિમાં વક્ર પ્રતિબિંબ છે. જો આપણે પ્રાણને ઊર્ધ્વગામી માત્ર નહિ, પણ ઉપરની ચેતનામાં સ્થાપન કરી શકીએ તો નીચેના પ્રાણની સર્વ ક્રિયાઓને પ્રથમ તો જાણી શકીએ અને અંતે તેમને જીતી તેમને સ્થાને દિવ્ય પ્રાણની ક્રિયાને સ્થાપન કરી શકીએ. એ દિવ્યપ્રાણ મનથી પર છે. સચ્ચિદાનંદમાં જે શક્તિ અવિભાજ્યપણે રહેલી છે તે શક્તિમાં જ્ઞાન અને આનંદ સાહજિક હોય છે. અને એ દિવ્યશક્તિના હાથમાં પ્રાણનો કાબૂ આપી તેનાથી પ્રાણનાં કાર્યોમાં સંચાલિત થવું એ દિવ્ય પ્રાણને સ્થાપન કરવાનો માર્ગ છે.

પરંતુ એ માર્ગ વિકટ છે. આપણી પ્રાણશક્તિ હમણાં અપૂર્ણ છે, નિર્બળ છે, વિશ્વનાં બળોને વશ છે, તેથી ગભ-

રાવાનું કારણ નથી. સર્વ પ્રકૃતિ પ્રથમ એવી જ હોય છે. સૌથી પ્રથમ આપણે પુરુષમાં સ્થિત થઇ એ સર્વ પ્રાણમય ક્રિયાઓ આપણાથી જુદી છે એવું અનુભવવું જોઇએ. વળી જોડે જોડે જો સૂક્ષ્મ ચેતનાની દૃષ્ટિ ખુલી હોય તો પ્રાણ-શક્તિમાં આપણા ઉપર બહારથી કાર્ય કરનારાં બળોને, શક્તિઓને, સત્ત્વોને (beings) આપણે તે સૂક્ષ્મદૃષ્ટિથી પ્રત્યક્ષ પણ જોઈ શકીએ છીએ. તેઓ હુમલો કરવાને કે આપણને પોતાને વશ કરવાને મથતાં હોય છે. આવે સમયે ઉપરથી દિવ્યશક્તિની સહાય માગીને સર્વેને દૂર કરવાને પ્રાર્થના કરવી તથા ઉપરથી સહાય આવે છે એવી દૃઢ શ્રદ્ધા રાખવી જરૂરની છે.

જેમ જેમ પ્રાણશક્તિનો સાક્ષી પુરુષ પોતે પ્રાણને દિવ્યશક્તિને અર્પણ કરતો જશે તથા અપૂર્ણ અવિદ્યામય પ્રાણને અનુમતિ આપતો બંધ થશે તેમ તેમ પ્રાણની શુદ્ધિ વધતી જશે. સર્વ પ્રાણમય ક્રિયાઓ કરવાની વૃત્તિ જેવી આવે તેવી જ અમલમાં મૂકાવી ન જોઇએ.

આ પ્રમાણે કરવાથી પ્રાણશક્તિનો ધ્વંસ થતો નથી પરંતુ તેનું રૂપાંતર થાય છે. આ કામ ધીમું થાય તેથી શ્રદ્ધા ખોવી જોઇએ નહિ. આપણી પ્રાણશક્તિ દિવ્યશક્તિને અર્પણ કરવાનો હમેશાં યત્ન કરવો તથા પુરુષને છૂટો અનુભવી તે સર્વ ખામીઓ પ્રકૃતિમાં છે, આપણામાં નથી એ ખૂબ યાદ રાખવું તથા અનુભવવું જરૂરનું છે.

જે શક્તિ તમને ઉપરથી દબાણ કરતી લાગે છે તે જ એ પ્રાણને શુદ્ધ કરશે. તેને નીચે આવવા તથા પ્રાણને શુદ્ધ

કરવા પ્રાર્થના કરવાની તથા પ્રાણને ઉપર લઇ જઇ તેને અર્પણ કરવાની જરૂર છે.

અલબત્ત, દિવ્યશક્તિમાં અને ઈશ્વરમાં અચળ શ્રદ્ધા હશે તો કશું જ અશકય નથી એ યાદ રાખશો. માનુષી શક્તિને માટે જે અસાધ્ય હોય તે દિવ્યશક્તિ સાધ્ય કરી શકે છે. માટે શ્રદ્ધાને અડગ રાખીને જ્ઞાનપૂર્વક યત્ન જારી રાખશો. બાહ્ય પ્રવૃત્તિમાં આખી ચેતના ખેંચાઇ ન જાય તે પણ જોતા રહેશો. અને એ પ્રવૃત્તિમાં પણ ઉચ્ચ સ્થાનેથી જ પ્રેરાશો, પ્રાણશક્તિથી નહિ. કાર્ય સમસ્તમાં પ્રાણશક્તિ ખેલે છે. એટલે સર્વ કાર્યો પણ ઈશ્વરને આહુતિરૂપે અર્પણ કરતા રહેશો. આ કાર્યોમાં સ્થૂલ અને સૂક્ષ્મ બંનેનો સમાવેશ થાય છે.

હું ધારું છું કે આટલેથી જોઇતી સૂચનાઓ મળી રહેશે.

પ્રાણની ખામી કશું નુકસાન કરી શકે તેમ નથી. (જ્યાં સુધી તમે ઉપર શક્તિ પ્રત્યે યોગ્ય વલણ રાખી શકો ત્યાં સુધી). પરંતુ તેમાં ચૂક થાય અને હલકી વાસનાઓ પ્રબળ થઇ જ્ઞાનને આવરી લે તો અવસ્થા ખરાબ થઇ જાય.

જ્યાં સુધી પ્રાણ શુદ્ધ ન થાય ત્યાં સુધી દિવ્યશક્તિ સાધકના પ્રાણમયકોશમાં નીચે બનતાં સુધી ઉતરતી નથી. તે પોતે આપણી જરૂરીઆત જાણે છે. એટલે પ્રાણ શુદ્ધ કરવાનો યત્ન તેના તરફથી ચાલુ જ હોય છે. પરંતુ આપણે સજ્ઞાન થઇ તેના કાર્યને ત્વરાથી તથા સચોટતાથી ઝીલી લેવાની તથા તેનાં કાર્યોમાં મદદ કરવાની જરૂર છે.

હલકી વાસનાઓ, મહત્વાકાંક્ષાઓ, કામવાસના, કીર્તિની ઇચ્છા, મહાન ગણાવાની વૃત્તિ, ગુરુ થવાની ઇચ્છા, "સાધક"

તરીકે જણાવાની ક્ષુદ્ર વૃત્તિ, ઈશ્વરને આપણી વૃત્તિઓ સંતોષવાને વાપરવાના વિચારો, આપણી અપૂર્ણ બુદ્ધિએ નક્કી કરેલાં કાર્યો નહિ છોડવાનો આગ્રહ; ભક્તિનાં કાર્ય, વૃત્તિ, વિચાર વગેરેના ઉપર આસક્તિ: આ સઘળી અપૂર્ણ અને સામાન્ય પ્રાણની ક્રિયાઓ છે. વળી કેટલીક વાર સાત્ત્વિક દેખાતાં સ્વરૂપો પણ તે વૃત્તિ ધારણ કરે છે. તેનાથી વળી વધારે ચેતવાનું છે. એનાં સ્વરૂપો નિરાભિમાનતા, નમ્રતાથી માંડીને "અમે ઈશ્વરનું કાર્ય કરીએ છીએ" એવી માન્યતા સુધી પ્રસરે છે. આ બધું આત્મનિરીક્ષણથી જણાઈ આવશે. સર્વેમાં આવું હોય છે, એમાં ગભરાવાની જરૂર નથી. ફક્ત તેમને જાણવાથી તેમનું બળ કમી થાય છે. અને સતત પ્રયત્નથી તેમનું રૂપાંતર પણ થઈ શકે છે. એ જ.

તા. ૭ : ૪ : '૨૪

*

[ ૨૦ ]

ચિ. ભાઈ,

તારા પોતાના મનની અવસ્થા વિષે જે કાંઈ લખ્યું છે તે વિષે અહીં થોડુંક લખવું જરૂરનું છે. જેને "પટુકરણ યાને શીઘ્ર લાગણી થાય એવું (sensitive) અને આવેશ-પ્રધાન (impulsive) અંતઃકરણ" તું કહે છે તે અમુક ઉમરે ખાસ કરીને વધારે વિકાસ પામેલું અને સ્વભાવમાં

આગળ પડતું હોય છે. "સાધના ચાલે છે અને તોફાન ચાલે છે" એ માન્યતા ખરી નથી. સાધના જ ચાલે છે અને તોફાન એ સાધનાની અવસ્થા તથા તેમાં જરૂરનો એક અનુભવ છે,—એવી સ્થિતિ થતાં તે સર્વે વૃત્તિઓ જોડે, પ્રાણના ઊભરાઓ જોડે, તથા હૃદયની સપાટી ઉપર થતી, ક્ષણિક, છાછરી લાગણીઓનાં મોજાં જોડે સાધકે કદી પણ એકતા સ્વીકારવી જોઇએ નહિ. "અમુક લાગણી **મને** થાય છે. આ વૃત્તિ, આવેશો **મારા** છે" એ ભાવના મૂળથી જ ખોટી છે. એ સર્વ વૃત્તિઓ પ્રકૃતિની છે. સાધકે તે સર્વથી ઉપર સ્થિર થઇને જરા પણ ડગ્યા વિના, મનના જુદા જુદા પરસ્પર વિરોધી વિચારોને, હૃદયની ક્ષણિક, ઊંડી, છાછરી સર્વે લાગણીઓને, પ્રાણના વિધવિધ વિકારોને પોતાનાથી જુદા—પોતાનામાં બનતા,—બહારથી પોતાની પ્રકૃતિમાં આવતાં મોજાંઓ રૂપે અનુભવવાના છે. એ પુરુષચેતનાના અનુભવની શરૂઆત છે. જ્યારે ચૈતન્યની એ સ્થિર, શાન્ત અને સમત્વવાળી સ્થિતિ (પુરુષત્વ) અનુભવાય છે ત્યારે પ્રકૃતિમાં બનતી સર્વ ક્રિયાઓને તટસ્થ રહીને જોવાની શક્તિ પ્રાપ્ત થાય છે. આ અનુભવ વિજળીના ઝબકારા પેઠે ક્ષણિક અથવા તો ધ્યાનની અવસ્થામાં થોડા સમય માટે થાય એટલું બસ નથી. પ્રથમ તો એ અનુભવ થતાં પુરુષ જુદો રહીને જોતાં જોતાં જ, પાછો પોતાની જૂની, ઘણા વખતની પડેલી ટેવને આધીન થઇ પ્રકૃતિની લાગણી જોડે યા તો પ્રાણની વાસનાઓ કે આવેશો જોડે પાછો એકતા કરવામાં પડી જાય છે. યોગ કેવળ લાગણીથી આગળ વધતો

નથી. જ્ઞાન અનિવાર્ય છે અને સ્થિરતા પ્રાપ્ત કરવા
તો જ્ઞાન વિના ચાલે જ નહિ. એ પ્રમાણે પ્રકૃતિ જોડે એ
થઈ જાય તો પણ સાધકે ગભરાવાની જરૂર નથી. સ
(યોગની) જાગ્રત થતાં સાધકે પાછા જુદા પડી પ્રકૃ
જુદાં જુદાં કરણો જોડે કેટલી એકતા કરી છે તે જો
પ્રયત્ન કરવો જોઇએ, અને જે એકતા કરી હોય તેનાથી
પડવાને અને પુરુષ તરીકે તટસ્થ રહી "સર્વ પ્રકૃતિમાં
છે" એમ અનુભવવાને યત્ન કરવો જોઇએ.

એટલે પ્રકૃતિની જે સ્થિતિ થાય છે એ "આપણ
નથી. "એ મારી સ્થિતિ છે" એમ માનવું એ જ
ભરેલું છે. અલબત્ત, એ કાર્ય સહેલું નથી. પણ "યો
સહેલો છે એમ માનવાને જરા પણ કારણ નથી. જ
જન્માન્તરનાં અનેક સારાં-નરસાં સંસ્કારોનાં બીજ જ્યાં
અજ્ઞાન, અવિદ્યા, દ્વૈત વગેરેને ટેકો આપે છે ત્યાં સુધી સ્થિ
અને સમતા, શાંતિ અને જ્ઞાન આખો વખત ન અનુભ
એ સ્વાભાવિક છે. એ ભગીરથ પ્રયત્ન કરવાની હિંમત
ધીરજ સાધકમાં આવવી જ જોઇએ.

સંબંધ વિષે પણ કેટલુંક લખવું યોગ્ય લાગે છે. સં
જ્યાં સુધી સત્ય હોતો નથી ત્યાં સુધી ચિરસ્થાયી થઇ શ
નથી, એટલું જ નહિ પરંતુ તે અજ્ઞાનનું બંધન પણ ઉ
કરી શકે છે. સર્વ સંબંધ ઈશ્વરપ્રણીત અને તેણે સ્વ
રેલા હોવા જોઇએ. તે પણ આગળ જતાં સ્પષ્ટ જ
આવે છે. પ્રેમને માટે હૃદયમાં તરસ રહે એ સ્વાભાવિક
હૃદયનો એ એક સ્વાભાવિક ધર્મ છે. પરંતુ એ પ્રે

અંતિમ સીમા—પરાકાષ્ઠા—ઈશ્વર સિવાય બીજા કોઇ પણ પદાર્થમાં પ્રાપ્ત થઇ શકે તેમ નથી. અને જ્યાં જ્યાં એવા પ્રેમનો અનુભવ થાય છે ત્યાં ત્યાં પ્રભુત્વની ઝાંખી થવાને લીધે જ થાય છે એ પણ નક્કી. પ્રેમને માટે તરસ હોવી એ એક વાત છે. પરંતુ પ્રેમની લાગણી સામાન્ય માણસમાં ભાગ્યે જ શુદ્ધ હોય છે. પ્રાણના આવેશો, આસક્તિ, મોહ, રાગદ્વેષ વગેરે ઘણાં તત્ત્વોનું મિશ્રણ તેની જોડે થએલું હોય છે. વળી પ્રેમ, સ્ત્રીપુરુષનું પરસ્પર આકર્ષણ વગેરે સામાન્ય રીતે પ્રેમના નામ તળે બનતા બનાવો વિષે જ્યારે સત્ય જ્ઞાન થાય છે ત્યારે સૂક્ષ્મ જગતનાં પ્રાણમય સત્ત્વોને અને વિશ્વમાં કાર્ય કરી રહેલી પ્રાણમય વાસનાના હાથમાં રમકડાં માફક રમતાં માણસો એકબીજા જોડે પ્રેમમાં છે એમ કહેવું એ કેટલી મોટી ભૂલ છે તે પણ જણાઇ આવે છે. શ્રીમદ્ ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણે કહ્યું છે કે : गुणा गुणेषु वर्तंत इति मत्वा न सज्जते ।—પ્રાણ પ્રાણને આકર્ષે છે, મન મનને બંધનમાં નાખે છે, ત્યાં વળી સ્વતંત્ર રહી પ્રેમનો અનુભવ કરનાર મુક્ત માણસ ક્યાં છે? એ બધી માયા અજ્ઞાનના પડદાને લીધે આકર્ષક લાગે છે. એવું ઐંદ્રજાલિક આકર્ષણ જો તે સંબંધોમાં ન હોત અને ખરી રીતે કાર્ય કરી રહેલી વિશ્વપ્રકૃતિની જબરદસ્ત શક્તિઓ પડદા પાછળ ન હોત તો જગતમાં અજ્ઞાન દશામાં જે મોહ રહેલો છે તે રહેત નહિ. અને તો જગત ચાલી શકત જ નહિ. એટલે સર્વ આકર્ષણો, સત્ય પ્રતિષ્ઠિત સંબંધો હોતાં નથી. આ તો પ્રથમ વાત થઈ.

બીજું "પ્રેમ, પ્રેમ" કરવાથી સત્ય પ્રેમનું જ્ઞાન અને અનુભવ ભાગ્યે જ થાય છે. પ્રેમમાં પ્રેમપાત્રને માટે તરસ હોય છે એ એક તત્ત્વ છે. પરંતુ તેની બીજી બાજુ સમર્પણ, આનંદ અને અનન્યભાવ હોય છે. એવા શુદ્ધ પ્રેમમાં પ્રથમ તો "અમુક બદલો કેમ નથી?" એવી વૃત્તિ ભાગ્યે જ સ્થાન મેળવી શકે છે. સામાન્ય પ્રેમમાં અહંતાનું બીજ પણ હાજર હોય છે. વળી પ્રેમને સર્વોપરી સ્થાન તો ત્યારે જ આપી શકાય કે જ્યારે તેની જોડે મળી ગએલી સર્વ અશુદ્ધિ દૂર થઇ જાય અને તેમાંથી અહંતાનું બીજ પણ દૂર થઇ જઇ, તે લાગણીને ઉચ્ચગામી કરી, ચેતનાનાં ઉપરનાં સ્તરોમાં સ્થાપન કરવામાં આવે. એ પ્રમાણે થાય તો જ પ્રેમ સત્યના ઉપર સ્થાપન કરી શકાય, અને તે અખંડ આનંદ આપી શકે. એવી સ્થિતિ પ્રાપ્ત થાય ત્યારે સ્થૂલ શરીર યા તો બાહ્ય કરણોને લીધે નહિ, પરંતુ સૂક્ષ્મ દેહમાં પ્રત્યક્ષ થતા સત્યને સ્વીકારી તે સંબંધ અખંડતા પ્રાપ્ત કરે છે. સર્વ સંબંધ છેવટે પ્રભુ જોડેનો જ સંબંધ છે એ સત્ય પણ ત્યાર પછી વ્યક્ત થાય છે. સામાન્ય ભક્તિયોગનો અભ્યાસ કરનારાઓમાં પણ ભજન વખતે ભાવની પૂર્ણતા જોવામાં આવે છે. પરંતુ એ ભાવ જ્યારે અધોગામી થાય છે ત્યારે એટલી જ અધમતામાં જઇ પડે છે. એટલે હૃદયમાં ઉછાળા મારતી પ્રેમની લાગણીને વ્યક્ત કરતાં પહેલાં ખૂબ શોધન કરવાની જરૂર છે; કારણકે હૃદયના કેન્દ્રમાં અવિદ્યાનું વાતાવરણ હોવાથી ત્યાં બહારનાં તત્ત્વો, વિશ્વનાં જુદાં જુદાં બળો આવી શકે છે. હૃદયના ભાવોનો રસ તટસ્થપણે ભોગ-

જોઈએ. એ સમુદ્રની રેલમાં તણાતું એનું નામ
ર્ણતા" ન કહી શકાય. તેનાથી પર થઈ તેનો ભોગ
અને પ્રત્યેક કર્મ તો ઉપરથી પ્રેરણા, દૃષ્ટિ યા તો દિવ્ય-
નાં કાર્યને પરિણામે કરવું એ પૂર્ણતા પ્રત્યે પ્રગતિ
નો ઉપાય છે. એટલે પ્રાણ, આવેશ કે લાગણી મરજી
. કામ કરાવી શકે એ સ્થિતિમાંથી આપણે છૂટવું જ
એ.

વળી સૌથી ઉચ્ચ પ્રેમ, જ્યારે ચેતનાની ઉન્નતિ થાય
ારે જ અનુભવાય છે.

× × ×

× × યોગનો માર્ગ વિકટ હોવાથી જ્ઞાનપ્રાપ્તિ ઉપર
લક્ષ આપવાની જરૂર છે. કારણકે પ્રકૃતિનાં બંધન-
. કોઈ પણ છટકે એ પ્રકૃતિનાં બળોને જરા પણ રુચે
એ સ્વાભાવિક છે. અત્યાર સુધી માણસ તેમને વશ
આવેલો હોવાથી તેમને ઘણો ટેકો મળે છે એ ધ્યાન
ર રહેવું જોઈએ નહિ.

સંબંધ સ્નેહપૂર્ણ નથી એવી શંકા કરવાની જરૂર નથી.
એવી સૂચનાઓ (suggestions) બહારથી થયા
તો પણ અંતરના ઊંડાણમાં સત્યની વાટ જોવામાં આવે
શાંત રીતે અંતરનું અવલોકન કરવામાં આવે તો
ધીમે સૂક્ષ્મમાંથી સત્ય બહાર સપાટી પર આવે છે.
અનુભવની વાત છે. યોગનો માર્ગ સામાન્ય રીતે ધાર-
આવે છે એટલો સરળ નથી. તેની શરૂઆત માત્ર
છે. આદરેલું કામ પાર થશે કે નહિ તેની ખાત્રી

આપવી બહુ જ મુશ્કેલ છે. "અહંતાનાં" બળો એટલાં મજબૂત હોય છે કે અમુક અવસ્થા પ્રાપ્ત થતાં "આની આગળ કશું હોઈ શકે જ નહિ" એવી આત્મસંતોષની લાગણી ઉત્પન્ન કરી ખરી પ્રગતિને તેઓ અટકાવે છે, યા તો અમુક માનસિક "વિચાર"જ ખરો છે બીજું કશું ખરું હોય જ નહિ" એવી વાડ ઊભી કરી મનથી પર અવસ્થામાંથી જે જ્ઞાનનો ઝરો આવતો હોય છે તેને અટકાવી દે છે. મન એ એક મહાન કરણ છે, પરંતુ તે પરિમિત છે. છતાં મનથી પર રહેલી ચેતનાશક્તિ જ્યાં સુધી અનુભવાય નહિ ત્યાં સુધી સાધકે બહુ સાવધાનપણે — વિવેક કરીને, પૃથક્કરણ કરીને, જ્ઞાન પ્રાપ્ત કરવું જરૂરનું છે. ઈશ્વરના ઉપર પણ જો અજ્ઞાનપણે વિશ્વાસ મૂકવામાં આવે તો તેને તે સમતાથી ચૂર્ણ કરતાં ગભરાતો નથી. એટલે મનના ઉપર સામાન્ય માણસ પેઠે આધાર—અવલંબન (dependence)—મૂકતા પહેલાં એક મિશ્ર અવસ્થામાંથી સાધકે પસાર થવું પડે છે અને તે અવસ્થામાં વિવેક (discrimination) દૃષ્ટિનો ઉપયોગ કરવાનો મહાવરો પાડવાની જરૂર રહે છે.

મદ્રાસ, તા. ૨૫ : ૩ : '૨૫

*

[ ૨૧ ]

। ભ:ઇશ્રી,

કાગળ મળ્યો. જુદા જુદા વિચારો આવે છે તે વિક છે. એ વિચારોમાંથી કયાને સ્વીકારવા, કયાને કારવા વગેરે પણ જાતે વિચારતા જશો. તટસ્થ થતાં તે ીમે ધીમે સમજાશે. જાતમાં શ્રદ્ધા ગુમાવશો નહિ "અમુક અત્યારે નથી" તેથી તે અલભ્ય છે એમ માનશો નહિ.

× × ×

ામતા અને શાંતિ સ્થાપન થવાની નિશાની જ એ છે કે ત, નહિ ધારેલી, સ્થિતિ પ્રાપ્ત થતાં પણ મનની સમતાનો પાય નહિ. એ સમતાને ધીમેધીમે પ્રાણમાં પણ સ્થાપન ત્ન કરવાની જરૂર છે. મનમાં ક્ષોભ ન થાય એટલું જ પરંતુ પ્રાણમાં પણ સમતા અને શાંતિ રહેવાં જોઇએ. ે વિચારો, વાસનાઓ વગેરે આવે છે તે બહારની ાંથી આપણી પ્રાણમય ભૂમિકામાં આવે છે. આપણે જુદા છીએ. તે આપણી પ્રકૃતિમાં આવી શકે છે ક હજી આપણી પ્રકૃતિમાં તેને આવવા દે એવાં છે. એને માટે ખૂબ આંતરજાગ્રતિ રાખવી જોઇએ. તેઓ કેવળ શાંત થઈ જાય એટલે જીત થઇ એમ લેવું નહિ. કોઈ વાર એ પ્રમાણે શાંત થઇ જ્યારે ચાનતા અંતરમાં પ્રવર્તે છે ત્યારે એવી વાસનાઓ હુમલો કરે છે.

વાસના દૂર થઈ સમતા અને શાન્તિ સ્થાપન થતાં પ્રાણના વાસ્તવિક ધર્મોનું જ્ઞાન થાય છે. તે જ્ઞાન થતાં ધીમે-ધીમે પ્રાણ વિરાટ પ્રાણ જોડે એકતા અનુભવતાં શીખે છે. ત્યાર પછી દિવ્યશક્તિનું કાર્ય તેને જણાવા માંડે છે. આ બધી ક્રિયાઓ ધીરજ તથા ખંતને પરિણામે થઇ શકે છે. પ્રથમ તો સામાન્ય યુદ્ધમાં વિજય મેળવવો જોઇએ. તેને માટે દિવ્યશક્તિની મદદ લેવી પડે તો તે પણ લેવી.

સ્નાયુઓની નિર્બળતા સમય જતાં આપોઆપ જતી રહેશે. તથા જે સમતા હમણાં મનમાં અનુભવો છે તેવી જ સમતા સ્નાયુઓમાં પણ સ્થાપન થતી અનુભવાશે, ત્યાં સુધી એવી નિર્બળતાથી હિંમત હારવાની જરૂર નથી. વળી નિમ્ન-પ્રકૃતિના રસ બાતલ કરતાં ઝરણું સૂકાઈ જવાની ધાસ્તી ખોટી છે. તેને માટે પાયો નથી માટે નિશ્ચિત રહેશો. એક વાર તો અવિદ્યાની જે ક્રિયાઓ હોય તેને અટકાવો. પછીથી "રસ" જો તમારે માટે જરૂરનો જ હશે તો ઝરણું સૂકાઇ ગયા પછી પણ પાછો તે ઝરતો થશે, અને તે પણ શુદ્ધ, નીતરા સ્ફટિકના ઝરણા જેવો અનુભવાશે. પણ એક વાર તો જૂના સંસ્કારોને ઉખેડી નાખવા માટે અનુમતિને સંપૂર્ણ પણે ખેંચી લેવી જોઇએ. ગીતામાં रस वर्जं रसोऽप्यस्य परं दृष्ट्वा निवर्तते । એમ કહ્યું છે. તેનો અર્થ પણ એ છે કે વિષયોમાંથી તો રસ સર્વાંશે જતો રહેવો જોઇએ — કેવળ સ્થૂલ ક્રિયાઓનો સંયમ કરીને નહિ, પરંતુ મન તેમાં જે રસ રહેલો માને છે તે માન્યતાનો પણ ત્યાગ કરીને.

મદ્રાસ, ૨૬ : ૩ : '૨૫ *

[ ૨૨ ]

પ્રિય ભાઈ,

સાધના વિષે તમે જેને ઉન્મીલન – ખુલ્લા થવાનું (opening) કહો છો તે જ બરાબર છે. અંતરાત્માને કોઈ પણ વ્યક્તિ પ્રત્યે ખુલ્લો કરવો એનું નામ "opening". તેનું જ્ઞાન, તેની તપઃશક્તિ, તેની ચેતના વગેરે આપણામાં આવે અને આપણને મદદ કરે એવી વૃત્તિ ધારણ કરવાથી તેમાં મદદ થાય છે. તેનાં અનેક સ્વરૂપો છે. સ્મરણથી માંડીને આત્મસમર્પણ સુધીની સર્વે ક્રિયાઓવડે એવું ઉન્મીલન (opening) થઇ શકે છે. તેમને કામ કરતાં વચમાં વચમાં યાદ કરવા એ પણ તેમના પ્રત્યે ખુલ્લા થવાનો એક પ્રકાર છે.

સવારના એકાંતમાં તેઓ પ્રત્યે ખુલ્લા થાઓ છો એ પણ તેમની આધ્યાત્મિક મદદ લેવા માટેનું દ્વાર ઉઘાડવાની ક્રિયા (opening) કહેવાય.

તા. ૨૦ : ૩ : '૨૭

*

[ ૨૩ ]

ભાઈ,

"પ્રેરણા" અને "સૂચના" બંને એક જ વસ્તુનાં નામ છે એમ કેટલીક વખતે કહી શકાય. "સૂચના" એટલે "Suggestion", "પ્રેરણા" એટલે Inspiration. કેટલીક પ્રેરણાઓ સૂચનારૂપે આવે છે તો કેટલીક સૂચના-

એમાં પ્રેરણા રહેલી હોય છે. ઈન્સ્પિરેશન તેમ જ સજેશન બંને જુદી જુદી ભૂમિકાઓ ઉપર આવી શકે છે. પ્રાણની, મનની, ચિત્તની તેમ જ બુદ્ધિની તથા તેથી પણ ઉપરની એ પ્રમાણે ચેતનાની ઘણી ભૂમિકાઓમાં તે આવે છે. પરંતુ બધી ખરી હોતી નથી.

જેટલી નીચેથી આવે, જેટલી આજુબાજુથી આવે, તેટલી અસત્ય યા તો મિશ્રિત હોવાની. સૂચના પ્રેરણારૂપે આવી શકે યા તો કોઈ બીજા સ્વરૂપે પણ આવે. બધી સૂચનાઓ પણ ખરી હોતી નથી. ઘણી ખરી સૂચનાઓ તો શક્યતાઓ જ માત્ર હોય છે. નિશ્ચિત ખાત્રીઓ યાને વાસ્તવિકતાઓ હોતી નથી.

અમુક બનાવ માટે “આમ થશે” યા તો “તેમ થવું જોઈએ” વગેરે રૂપે પણ સૂચના આવે છે. પરંતુ તે પ્રમાણે હમેશાં થાય જ એવો કાંઈ નિયમ નથી. ફક્ત, તે પ્રમાણે થવાનો સંભવ હોય છે એટલું જ. સાચી સૂચનાઓ મનોમય ચેતનાની ઉપરની ભૂમિકામાંથી આવે છે. આપણને તે ઉપરથી નીચે આવતી જણાય છે. તેમાં સત્યનો અંશ વધારે ને અસત્યનો થોડો હોય છે; છતાં તે પણ સંપૂર્ણપણે ખરી હોય જ એવું નથી. તેનામાં શક્યતાનું પ્રમાણ વધારે હોય છે. પરંતુ તેટલેથી જ તે અટકે છે. કોઈક વાર તે નદ્દન સાચી પણ હોય છે. આપણું મન કોઈ અટપટી ગૂંચમાં પડ્યું હોય છે તેમાંથી બહાર નીકળવા માટે “આ પ્રમાણે કર” એવી જે સૂચના આવે છે તે કેટલીક વાર ખરી હોય છે — પરંતુ હમેશાં નહિ.

જ્યારે એવી સૂચના કોઇ કાર્ય પરત્વે યા તો સત્યના પ્રકાશ પરત્વે આવે ત્યારે તેને "પ્રેરણા" કહે છે. "પ્રેરણા" વખતે ચૈતન્ય ઉત્સાહની અને ઉલ્લાસની દશા સામાન્ય રીતે અનુભવે છે. કવિઓને પોતાના કાવ્યના ભાવ, ભાષા તથા રૂપ સઘળું પ્રેરણાદ્વારા આવે છે. તેના પ્રદેશ ચિત્ત અને રસગ્રાહક પ્રાણ હોય છે. "કર્મવીરોને" કર્મની પ્રેરણાઓ આવે છે (જેમ મહમદ પયગંબર પોતાને સંદેશ મળવાનો દાવો કરતા હતા તેમ) અને કોઇક વાર શુદ્ધ જ્ઞાનની પ્રેરણાઓ પણ આવે છે.

વિશિષ્ટ પ્રકારની સૂચનાને પ્રેરણા કહી શકાય. સૂચના જ્યારે વિશિષ્ટ ક્રિયા પરત્વે હોય યા તો અમુક પ્રકારની પ્રવૃત્તિ માટે હોય ત્યારે તેને પ્રેરણા નામ આપી શકાય છે.

તા ૮ : ૪ : '૨૧

*

## [ ૨૪ ]

ભાઇ,

**તમને** જે વિચિત્ર તરંગો આવે છે તેમનો સદંતર ત્યાગ કરશો. એ બધાં નકામાં વિરોધી તત્ત્વો છે. તેઓ મુશ્કેલીઓ ઊભી કરવા પ્રયત્ન કરતાં લાગે છે. મુખ્ય વાત એ છે કે ભય ( fear ) લેશ પણ રાખવો નહિ. ગમે તેવા સૂચનાઓ ( suggestion ) થાય તો પણ તદ્દન શાંત રહેવું. Peace is the best remedy. શાંતિ એ એમનો

સારામાં સારો પ્રતિકાર છે. તરત પલાયન કરી જશે. ભયથી તેમનું ચઢી વાગે છે. માટે નિર્ભય રહેવું,— શાંત રહેવું.

સાધના કરનાર દરેકનો માર્ગ જુદો હોય છે. × ×

સાધના કરવી હોય તો તેની પાછળ પડવું જોઈએ એ વિચાર તદ્દન સાચો છે. નિર્ણય કરવાની શક્તિ મેળવવી જરૂરની છે. આપણે માટે કોઈ બીજું નિર્ણય કરી શકે નહિ. માર્ગ તો પ્રત્યેક વિઘ્નવાળો છે. કારણકે સાધના— કોઇ પણ સાધના— માનવતાને વટાવવાનો ઉદ્દેશ રાખે છે.

પણ એનો અર્થ સાધના કરવાથી ગભરાવું એવો બિલકુલ થતો નથી. જેમ વિઘ્નો હોય છે તેમ સહાયકો પણ છે. વિરોધી શક્તિઓ છે તેમ રક્ષણ કરનારી શક્તિઓ પણ છે. અજ્ઞાન છે તેમ જ્ઞાન પણ છે.

વિઘ્નનું માપ આપણી ચેતના કેટલે અંશે ઉચ્ચ તત્ત્વો પ્રત્યે ખુલ્લી છે તેના ઉપર આધાર રાખે છે. અમુક વિઘ્ન અમુક પ્રકારે સફળતા મેળવશે જ એવું કદી કહી શકાય જ નહિ. એક જ પ્રકારનું વિઘ્ન બાધક પણ નીવડે અને સહાયક પણ થઈ શકે. જેટલા પ્રમાણમાં સહૃદયતા— દિલની સચ્ચાઇ અને ભગવાન પર શ્રદ્ધા અને સાધના માટેની અભીપ્સા વધારે તેટલા પ્રમાણમાં સહાયક શક્તિઓની અસરકારકતા પણ વધારે. એના જ ઉપર વિઘ્ન કરનારી શક્તિઓની સફળતા કે નિષ્ફળતાનો આધાર રહેલો છે એમ મને લાગે છે.

તા. ૧૨ : ૬ : ’૨૯

*

[ ૨૫ ]

ભાઇ,

**સ** મતા, સમતા સિવાય મર્દોને રસ્તો જ નથી. પર્વત તો તૂટી પડે તો પણ નિશ્ચલ થતાં શીખવવાની જરૂર ખાસ છે,—નિષ્ઠુરતા વાળી નહિ પણ શાંતિ અને સમર્પણવાળી.

અહીં એકાન્ત છે એમ તમે કહો છો તે બરાબર છે પરંતુ અહીં કાર્ય તો ચોવીસે કલાક ચાલે છે. એક પણ મિનિટ કાર્ય વગર જતી નથી.

વ્યાયામમંદિર વિષે મને તો શ્રદ્ધા નહિ પરંતુ મારો તો નિશ્ચય છે. યોગ્ય માણસો મળે તો ગુજરાતને હાથથી ઊંચકીને ઉન્નત કરી દઇએ એવો મારો ઉત્સાહ છે. પરંતુ બધું યોગ્ય માણસો મેળવવા – મળવા ઉપર છે.

ધ્યાન વખતે સુષ્મણામાં શ્વાસ વધારે ચાલે છે એટલે શ્વાસોચ્છ્વાસની ક્રિયા સૂક્ષ્મ નાડીમાં ચાલે છે. એટલે બહારનું બધું બંધ પડતું લાગે છે. આપણાં ફેફસાંમાં ચાલતો શ્વાસ તેની સ્થૂલ પ્રતિક્રિયા છે. આ અનુભવની બાબત છે. પણ એ સિદ્ધાંત ( theory ) બુદ્ધિથી સમજી શકશો. કસરત વખતે શ્વાસ વધારે ચાલે એટલે લોહી વગેરે સ્નાયુમાં જાય છે. જ્યારે ધ્યાન વખતે બધું લોહી મગજમાં જવાનો પ્રયત્ન કરે છે. એટલે જ ગંભીરતા દેખાય છે. કસરત પછી મગજમાં તાજું લોહી જાય છે એટલે સ્થૂલ મગજને સારી લાગણી થાય છે. શુદ્ધ મનને તેની સાથે કશો સંબંધ નથી. સૂક્ષ્મ મન શરીરથી તદ્દન સ્વતંત્ર હોય છે.

તા. ૩૦ : ૬ : '૨૯ *

[ ૨૬ ]

ભાઇ,

૧ Consecration અને Surrender એ બેનો ભેદ નીચે પ્રમાણે છેઃ—

સમર્પણ : Surrender એ સામાન્ય વલણ (General attitude) છે. જ્યારે સાધક પોતાની જાત ભગવાનને અર્પણ કરવાનો સંકલ્પ કરે ત્યારે એ સમર્પણની શરૂઆત થાય એ **પહેલી** અવસ્થા.

ત્યાર પછી સમર્પણની **બીજી** સ્થિતિ – Offering – યાને નિવેદન. એમાં પોતાની સર્વ બાહ્ય આંતર, શુભ અશુભ વસ્તુઓ સાધક ભગવાનને offer કરે – અર્પણ કરે યા તો નિવેદન કરે.

**ત્રીજી** સ્થિતિઃ— Self-giving — નિવેદન કરવાને પરિણામે કાંઇ વિશુદ્ધિ સ્થાપન થાય અને એવી કાંઇક વિશુદ્ધ થએલી પ્રકૃતિની અવસ્થામાં (Psychic being) ચૈત્ય પુરુષ પોતાની જાતને અર્પણ કરે એ આત્મોત્સર્ગ (Self-giving).

**ચોથી** ભૂમિકાઃ— Consecration અર્થાત્ જ્યારે સમર્પણ પરિપૂર્ણ થાય ત્યારે તત્પરાયણતા યાને ભગવત્ પરાયણ અવસ્થા પ્રાપ્ત થાય તે Consecration (તત્પરાયણતા).

૨. જે ભગવાન તરફનું નથી જ એમ સમજાય તેનો ત્યાગ કરવાની શક્તિ પ્રાપ્ત કર્યે જ છૂટકો છે એમ મને લાગે છે.

૩. છેવટનું દિવ્ય ધોરણ પ્રાપ્ત ન થાય ત્યાં સુધી જે ધોરણ કે ધર્મ માનવને **તે સમયે** ઉચ્ચતમ લાગે તેનું અનુસરણ તેણે કરવું એમાં એની આધ્યાત્મિક ઉન્નતિ રહેલી છે.

૪. ધર્મના બાહ્ય સ્વરૂપ ઉપર કાર્યના પ્રકારનો આધાર મુદ્દલે નથી. "નિશાળ ભણાવવી" "ઘરમાં અમુક કાર્યો કરવાં" વગેરેમાં જે વલણ (attitude) હોય તે ઉપર જ તે કાર્યો કેવાં છે તેનો આધાર છે. કાર્યોના બાહ્ય સ્વરૂપ ઉપરથી તે અમુક પ્રકારનું જ છે એમ કહી શકાય નહિ.

૫. મન શાંત થયાનો મોટામાં મોટો પુરાવો **સમતા** છે. એ સમતા કદાચ સર્વ સ્થિતિમાં સર્વત્ર — મનમાં, પ્રાણમાં વગેરેમાં,— ન રહે તો પણ મનમાં રહી શકે છે. સમતા રહે એ તેની શાંત હોવાની નિશાની છે. સમતા ઉપર ઝોક દેવાથી શાંતિ પ્રાપ્ત કરી શકાય છે.

૬. યજ્ઞમાં સઘળું અભીપ્સાની શિખામાં અર્પણ કરી શકાય છે. પરિણામે જ્યારે જ્ઞાન આવવાની શરુઆત થાય ત્યારે કેટલાંક કર્મો "અવિદ્યાનાં" છે એમ સમજાતાં માંડે તેમનો ઇન્કાર (reject) કરવો જોઇએ અને બાકીનાં અર્પણ કરવાનો અભ્યાસ જારી રાખવો.

૭. પૂર્ણયોગની દૃષ્ટિથી કર્મયોગ કરવા માટે "પૂર્ણયોગ ખંડ ૧ લો" બરાબર વાંચો અને વિચારો તથા જેટલું થઇ

શકે તેટલું આચરવા પ્રયત્ન કરો. એનાથી બીજે નંબરે ગીતા વાંચો અને તેને અભ્યાસમાં ઉતારો.

૮. "કર્મફળથી અનાસક્ત" થવું એ શરૂઆતની શરત છે. "કર્તાપણાનો ત્યાગ" એ જરા આગળની સ્થિતિ છે.

૯. "Divine force – પ્રભુની દિવ્યશક્તિ જાગ્રત (તમારામાં) થવાનો આધાર" કેટલેક અંશે તમારા પોતાના ઉપર પણ રહેલો છે એ ભૂલવું ન જોઇએ. "મારે કુટુંબ-માં રહેવાનું છે" એવું મનથી નક્કી કરવામાં મને તમારી ભૂલ જણાય છે. તમે કુટુંબમાં રહો છો એ અત્યારની સ્થિતિ છે. તેમાં રહીને તમારે સાધના કરવાનો પ્રયત્ન કર-વાનો છે એ ખરું, પરંતુ એ સ્થિતિ કાયમ રહેવી જ જોઇએ એવું કાંઇ નથી. તમે "તે સ્થિતિ પણ બદલાય" એવું વલણ રાખો નહિ તો તે બદલાવાનો સંભવ તેટલે અંશે ઓછો થાય છે.

દિવ્યશક્તિ જેટલા પ્રમાણમાં તેને સાદ કરવામાં આવે છે, જેટલી વ્યાકુળતાથી અને સહૃદયતાથી તેને બોલાવવામાં આવે છે તેટલા પ્રમાણમાં જાગ્રત થાય છે.

૧૦. ગુરુપૂજન :—વ્યક્તિસ્વાતંત્ર્યના ઉપાસક ગણાવાનો દાવો કરનાર આપણા જમાનામાં "ગુરુ"ની પૂજા વિષે વાત કરતાં પણ ઘણાંને ક્ષોભ થાય એ સંભવિત છે. એટલે વ્યક્તિરૂપે ગુરુના ઉચ્ચસ્થાનનો સ્વીકાર કરો છો એ મને તો શુભ ચિહ્ન લાગે છે. આપણે ત્યાં ગુરુ પ્રત્યેના ભક્તિભાવનો દુરૂપયોગ થયેલો જોવામાં આવે છે, પરંતુ તે સાંપ્રદાયિક પરંપરાગત ગાદીના ગુરુની બાબતમાં મોટે ભાગે થયેલો

જણાય છે. સાધક જે ગુરુની પસંદગી કરે છે તેમાં તે તદ્દન સ્વતંત્ર હોય છે, એ વાત ગુરુવાદના વિરોધીઓ ભૂલી જાય છે. વળી ગુરુશિષ્યોનો સંબંધ સંસારી કે બજારૂ પણ નથી – નહોવો જોઈએ એ પણ જાણવું અને યાદ રાખવું જોઈએ.

આ દૃષ્ટિએ જોતાં શિષ્યને મન ગુરુ એટલે ઉચ્ચતમ ઇષ્ટનું સ્વરૂપ – પૂર્ણતાની પ્રત્યક્ષ મૂર્તિ. અને એ ભાવ એટલો તો સબળ થઈ શકે કે "गुरुर्ब्रह्मा गुरुर्विष्णु गुरुर्देवो महेश्वरः" એ પ્રાચીન સંસ્કૃત ઉક્તિને સફળ કરે, અને "ગુરુ ગોવિંદ દોનો ખડે કિસકું લાગું પાય?" એ પ્રશ્નનો ઉકેલ આપતાં પ્રાકૃતમાં ગુરુની જે બલિહારી ગાઈ છે તેને પણ સકારણ ઠરાવે.

ગુરુપૂજનમાં માનવને દેવ બનાવવાનો ભાવ આવે છે તે પણ સાચા ગુરુની પસંદગી કરી હોય તો, સાધકને લાભદાયક જ નીવડે છે. ગુરુઆજ્ઞાનું પાલન, તેના વચનમાં અને આજ્ઞામાં પોતાનું કલ્યાણ જોવાની જ એકદેશીય વૃત્તિ, તેની શક્તિમાં શ્રદ્ધા, તેના પ્રત્યે પૂજ્યભાવ અને ભક્તિ, તેની સેવામાં તન, મન તથા ધન અર્પણ કરવાની વૃત્તિ વગેરે ગુરુપૂજનના પ્રકારો સાધકને મદદ કરનારા છે એમાં શંકા લાવવાને કારણ નથી.

યાદ રાખવું કે આ પૂજનના અધિકારી જાતે થઈ પડેલા, કે ગાદીના ગુરુઓ નથી જ. ગુરુપૂજનનો અધિકાર તેમનો છે જેમને શિષ્યોએ જાતે પસંદ કરીને ગુરુ તરીકે સ્વીકાર્યા છે.

શિષ્ય પાસે ગુરુ એવી શ્રદ્ધાની, આજ્ઞાપાલનની તથા ભક્તિભાવની માગણી કરે છે તેમાં તે કેવળ સ્વાર્થથી કે

આપવડાઇથી પ્રેરાય છે એમ માનવામાં આવે છે એ સાચું નથી. અજ્ઞાની દશામાંથી આરંભ કરીને આખરે જ્ઞાનસૂર્યને શિષ્ય પહોંચે તેની વચમાં કેટલીયે કપરી અવસ્થાઓ તેને વટાવવી પડે છે. અને જ્યારે એવી અંધકારની ખીણમાંથી તે પસાર થતો હોય ત્યારે અંતરિયાળ તે ગુરુમાં જ શ્રદ્ધા ગુમાવી બેસે તો યાત્રાને અંતિમ ધામે કેમ કરીને પહોંચી શકે? એટલે, શિષ્યના પોતાના હિતમાં તથા ગુરુના કાર્યમાં સરળતા થાય તેટલા ખાતર ગુરુ પ્રત્યે ભક્તિભાવ આવશ્યક છે. આવા ગુરુ જ આવી ભક્તિના અધિકારી હોય અને તેવાઓમાં ગુરુભાવ ભાગ્યે જ જોવામાં આવે એ કહેવું પ્રાપ્ત થાય છે. પોતાનો શિષ્ય ઉપરનો અધિકાર તેના અંતરની ભક્તિ ઉપર, નહિ કે બહારના આજ્ઞાપાલન કે પૂજન ઉપર અવલંબે છે, એ સત્ય એવા ગુરુઓ જાણતા હોય છે એટલું જ નહિ પરંતુ એ ભક્તિ શિષ્યના કલ્યાણને જ માટે છે અને હોવી જોઇએ એ સત્યનું પાલન પણ એ નિરભિમાની મહાત્માઓના વર્તનમાં જણાઇ આવે છે.

તા. ૨૪ : ૭ : '૩૦

*

[ ૨૭ ]

પરમ પ્રિય ભાઇ,

**ધ્યાનનો** તમારો અનુભવ આત્મનિરીક્ષણમાં પ્રગતિ સૂચવે છે. એ ક્રિયા ચાલુ રાખશો અને શ્રદ્ધાથી પ્રયત્ન

કરશો એવી આશા છે. સ્થૂલ પ્રાણ વગેરે શાંત પડે છે. એ જે અગાધ શાંતિ અને સમતા પ્રાપ્ત થવી જોઇએ તેની પ્રથમ આગાહી માત્ર છે. હજી ખરી શાંતિ અને ખરી સમતા દૂર છે, પરંતુ હમણાં જે માનસિક શાંતિ અને કાંઇક અંશે સમતાનો અનુભવ થાય છે તેને સ્થાયી કરવાને યત્ન કરશો. મનનું તથા સંસ્કારોનું બળ, તોફાન વગેરે જોઇ શકાય છે એ સારું છે. તેનાથી સતત જુદા થવા યત્ન કરશો.

"બાળ સૂર્ય" અને વાદળાં જેવું જે કાંઇ દેખાય છે તેને ઘણા લોકો ગણે છે તેમ, ભ્રમણા ગણવાની ભૂલ કરશો નહિ. એવા જે કાંઇ દેખાવો, સૂચકો, પ્રતીકો વગેરે દેખાય તે સ્થૂલ સિવાયની ચેતનાની ભૂમિકા ઉપર સત્ય હોય છે. કેટલીક વાર સત્ય અને અસત્યનું તેમાં મિશ્રણ હોય છે ખરું. પરંતુ એ બધું "મનની ભૂલામણી છે" એમ માની લેશો નહિ. જેટલું આપણી નરી સ્થૂલ ઇન્દ્રિયોથી દેખાય એટલું જ વાસ્તવિક છે; એમ માની લેવું બરાબર નથી. જ્યારે સાધકમાં સૂક્ષ્મ દેહની ચેતના જાગ્રત થાય છે ત્યારે તેને એવા અનુભવો થાય છે અને યોગ કરનારને માટે તે સ્વાભાવિક છે. બાળ સૂર્યના ઉદય એ ભવિષ્યમાં ઉદય પામનારા વિજ્ઞાન સૂર્યની આગાહી હોઇ શકે. પરંતુ તમે એ અનુભવોને બરાબર જુઓ અને શું દેખાય છે તેનું અવલોકન કરી લખી જણાવી શકો તો કદાચ એ અનુભવોની ખરી સમજૂતી આપી શકાય. બાળ સૂર્યનો રંગ કેવો હતો? તમે તે ક્યાં આગળ જોયો? હૃદય આગળ, નાભિ આગળ, માથામાં, ઉપર કે ક્યાં? વગેરે જાણવું જોઇએ. વળી તે દૃશ્યનું વાતા-

વરણ કેવું હતું? આવા અનુભવો નકામા નથી હોતા એટલું ખાસ ધ્યાનમાં રાખશો. જુદા જુદા રંગો, દૃશ્યો, વ્યક્તિઓ વગેરે દેખાય તે જોઇને તેનું જ્ઞાન મેળવવું જરૂરી છે.

૧. બહારના અવાજો ફક્ત શરીરના ઉપર જ અસર કરી શકે છે અને તે દ્વારા આડકતરી રીતે આંતરદેહને પહોંચી શકે છે. જ્યારે આંતરદેહનો અનુભવ થાય ત્યારે બહારના અવાજો આવવા છતાં ધ્યાન થઇ શકે. અવાજો (તે પણ શક્તિ અને બ્રહ્મનો જ આવિર્ભાવ છે — તેમને) વગેરેને પણ સમર્પણ કરવા જોઇએ જેથી તેમના પ્રત્યે જે પ્રતિકાર્ય થવું જરૂરી હોય તે એક યંત્રની પેઠે થયા કરશે. હમણાં સ્થૂલ મન અને સ્થૂલ શરીરની સાથે આપણી ચેતના એટલી બધી એક થઇ ગઇ હોય છે કે આપણા આંતરજીવનનો એ ભાગ બાહ્ય સંસ્કારો પ્રત્યે દોરાતાં આપણે "આપણે પોતે બાહ્ય સંસ્કારોમાં ગૂંથાઇ ગયા છીએ" એવું સ્વાભાવિક રીતે જ માની લઇએ છીએ. એ વિચાર સર્વાંશે ખરો નથી. સ્થૂલ મન તથા સ્થૂલ ઇંદ્રિયો એ આપણો એક વિભાગ — ખરું જોતાં આપણું એક સાધનમાત્ર — છે. અને તે બાહ્ય સંસ્કારોમાં ગૂંથાઇ જતાં "આપણે" તેમાં ગૂંથાયા છીએ એમ શા માટે માની લેવું? પરંતુ પાર્થિવ તત્ત્વનો માણસના આંતરજીવન ઉપર એટલો તો કાબૂ જામી ગયો છે કે શરીરને ઇજા થતાં "હું મરી જઇશ" એવો ખ્યાલ તો આવે છે. ખરું જોતાં તે શરીર નથી; પરંતુ શરીરને ધારણ કરનાર છે. વળી પાર્થિવ જડતાનો આત્માના ઉપર એ વ્યવહારસિદ્ધ કાબૂ પ્રકૃતિમાં કેટલો

બધો ઉપયોગી છે તે પણ જરા વિચાર કરતાં આપણને જણાઈ આવે છે. જો મનુષ્ય પોતે "મનોમય" છે અથવા "આત્મા છે" એવો અનુભવ જલદીથી પ્રાપ્ત કરી લે તો શરીર, પ્રાણ વગેરેનું શું થાય? કોણ શરીરની દરકાર કરે? વળી શરીર, પ્રાણ વગેરે પાર્થિવ તત્ત્વવાળા હોવા છતાં આત્માનો આવિર્ભાવ કરવા માટે કેવળ અનિવાર્ય કરણો છે. એટલે દિવ્યપ્રકૃતિ પ્રાપ્ત કર્યા પછી પણ તેમનો ત્યાગ કરવાનો નથી. અજ્ઞાન અને જ્ઞાન, અવિદ્યા અને વિદ્યા બંનેને માટે સમગ્ર આધારની જરૂર હોવાથી તે સાધનોનો એવડો કાબૂ માણસના ઉપર રહેલો છે. એટલે સ્થૂલ મન, અથવા ઇન્દ્રિયોની જોડે એકતા છે તે ક્રમેક્રમે ઓછી થતાં આપોઆપ બાહ્ય ઉપદ્રવોનું જોર ઓછું થઈ જશે. ત્યાં સુધી બહુ ઉપદ્રવ ન થાય એવે સ્થળે ધ્યાન કરવું ઠીક છે. પરંતુ એ અવસ્થા વટાવવાની છે એ તો સતત ધ્યાનમાં રાખવું.

૨. ટટ્ટાર બેસવું વગેરે આ યોગને માટે ફરજીઆત નથી. સાધકને સગવડ પડે, કે જરૂર લાગે તે પ્રમાણે કરવાની છૂટ છે. કોઈ પણ કરણના ઉપર આધાર રાખીને પ્રગતિ કરવાની નથી. શરૂઆતામાં ટટ્ટાર બેસવા જતાં ઘણાને પરિશ્રમ, કૃત્રિમતા વગેરે લાગવાનો સંભવ છે. સામાન્ય રીતે અંતરમાં ધ્યાન કરવાની પ્રેરણા થતાં ગમે તે સુલભ શારીરિક અવસ્થા યા તો સ્થિતિમાં બેસવું યોગ્ય છે. એને માટે કશો નિયમ નથી. દીવા વિના, દીવો હોવા છતાં, ઘીનો કે ઘાસતેલનો દીવો હોવા છતાં ધ્યાન થઈ શકે. ધ્યાન એ

આંતરનું છે. બાહ્ય ઉપાધિઓની અસર બહુ જ થોડી અર્થાત્ ગૌણ હોય છે. "વિજ્ઞાન સૂર્ય" છે એવી કલ્પના કરવાની જરૂર નથી. દૈવી શક્તિ ઉપર છે. તેને આહ્વાન કરવું પછી જે અનુભવ મળે તે લેવો. ખોરાક શરીરને માટે છે એટલે જેટલી જરૂર હોય તેટલો ખોરાક લેવો જોઈએ.

સવારમાં ઊઠતાં ધ્યાન જરૂર થઈ શકે. દાતણ કરવાની પણ જરૂર નથી. વળી રાત્રે ઊંઘતાં ઊંઘતાં પણ ધ્યાન થઈ શકે જે વખતે અંતરમાં પ્રેરણા થાય તે વખતે ગમે તે સ્થિતિમાં ધ્યાન થઈ શકે છે.

શક્તિના અવતરણ માટે શરીરને કસવાની જરૂર નથી. તે પોતે જ તેને તૈયાર કરી લેશે. પરંતુ સામાન્ય રીતે તમને લેવાની ઇચ્છા થાય તો તમારી પ્રકૃતિને (શારીરિક) અનુકૂળ વ્યાયામ લેવો જોઈએ અને તે તમારે પોતાને શોધી કાઢવાનું છે. શક્તિના ગુણો કલ્પવાની જરૂર નથી. મન ભલે તેવી કલ્પના કરે, અથવા ચિત્ત ભલે તેવી લાગણીઓ દ્વારા પ્રગતિ કરે, પ્રાણ ભલે તેવી ઇચ્છાઓ ઉત્પન્ન કરી ઉન્નતગામી થાય, પરંતુ તે જ્ઞાન ગૌણ જ સમજવું. ખરું જ્ઞાન મનથી પર ગયા પછી મળે. ત્યાં સુધીનું જ્ઞાન પ્રાથમિક તૈયારીરૂપે અતિ ઉપયોગી છે. એટલે તે પણ મેળવવું. પરંતુ આગળ નજર રાખવી જોઈએ.

પૂર્ણયોગની પ્રણાલીમાં બે ભૂમિકાઓ છે. તે તો તમે વાંચ્યું હશે. પ્રથમમાં વ્યક્તિનો પ્રયત્ન હોય છે; અને બીજીમાં દિવ્યશક્તિ કાર્ય કરે છે. વચલી અવસ્થામાં બંને કાર્યો સાથે સાથે પણ ચાલે છે. વ્યક્તિ જે પ્રયત્ન કરે છે તે ખરું જોતાં

પ્રકૃતિ જ કરતી હોય છે, અને પછીથી તે યત્ન દિવ્યશક્તિ સ્વીકારે છે અને અપનાવે છે. વળી વ્યક્તિ પોતે પ્રયત્ન કરીને દિવ્યશક્તિને અર્પણ કરી શકે એમાં કશું અશક્ય નથી.

દિવસમાં કેટલો વખત યોગસાધના કરવી? વખતનું ટાઇમ ટેબલ કેવી રીતે ઘડવું? એ વ્યક્તિના પોતાના અખત્યારની અને તેની સ્વતંત્ર ઇચ્છાની વાત છે. જેટલો વધારે સમય એકાગ્રતા થાય તેટલી પ્રગતિ જલદી થાય એ દેખીતું છે. બધા તેવી સ્થિતિમાં ન હોય એ પણ ખરું છે. એનો નિર્ણય તો દરેક પોતે જ કરવાનો છે.

નબળાઇઓનો ઇન્કાર કરવો એટલે તમે પોતે લખો છો તે જ પ્રમાણે તેમને સ્વીકારવાની જ "ના" પાડવી એ. પ્રથમ "નબળાઈ આપણી છે" એમ સ્વીકારવું એ જ ભૂલ છે. કારણકે એ નબળાઇ વિશ્વપ્રકૃતિમાંથી આપણા આધારમાં આવેલી છે; અને આપણી પ્રકૃતિનું એકેએક કરણ વિશ્વ-પ્રકૃતિના કાર્યનું કેન્દ્ર હોવાથી તે વૃત્તિઓ અજ્ઞાનની દશામાં તે તે કરણમાં આવે એ સ્વાભાવિક છે. પરંતુ પુરુષે તેમને **પોતાની** તરીકે સ્વીકારવાની જરૂર નથી. એ નબળાઇઓ "પ્રકૃતિની" છે — "આધારની" છે. એ પ્રમાણે ગણીને તેમનો સ્વીકાર ન કરતાં તેમને જે છૂપી અનુમતિ અપાએલી હોય તે ધીમેધીમે પાછી ખેંચી લેવી જોઇએ. એટલે પ્રકૃતિની એ ક્રિયા પણ આપોઆપ બંધ પડશે. આ અનુભવવાનું છે. લખાણ-દ્વારા કેવળ તત્ત્વજ્ઞાનનું પીંજણ લાગવાનો પૂરો સંભવ છે.

પૂર્ણયોગ વાંચવાની મરજી થાય તો વાંચી જવામાં નુક-સાન નથી. દિવસમાં "હું જુદો છું" એવો જે કોઇક વાર

અનુભવ થાય છે તેને સતત કરવાનો યત્ન કરવો જરૂરનો છે. તેમ હમણાં ન થાય તો પ્રથમ કર્મફળની ઈચ્છાનો પ્રત્યેક ક્ષણે ત્યાગ કરવાનો અભ્યાસ સિદ્ધ કરવાની તથા અંતે ફળનો ત્યાગ કરી, કર્મના કર્તાપણાનો પણ ત્યાગ થઈ શકે એ તદ્દન સાચી વાત છે. કર્મયોગની સાધનપ્રણાલીનાં એ ત્રણ મુખ્ય પગથીઆં ગણી શકાય.

પંચદશી કે યોગવાસિષ્ઠ વાંચવાની જરૂર નથી. એના કરતાં અંતરમાં જોવાથી વધારે સમજાશે.

ઈ. સ. ૧૯૩૦

*

[ ૨૮ ]

સુરભીશ્રી,

**આપના** બન્નેના પત્રો મળ્યા. વાંચી ઘણો આનંદ થયો.

× × ×

આપે બીજા જે સવાલો પૂછ્યા તેમનો કાંઇ પણ ઉત્તર આપવા પ્રયાસ કરૂં તે પહેલાં એ સ્પષ્ટ જણાવવાની જરૂર છે કે બધા આધ્યાત્મિક અનુભવો ‘ વાચાથી પર ’ છે. એટલે વાણીવડે એનો પૂરો ખ્યાલ આપવો સંભવિત નથી. અલબત્ત, કાંઈક ખ્યાલ આપી શકાય. પરંતુ આખો વિષય અનુભવગમ્ય છે અને અનુભવવડે ચેતનામાં જે સહજ અને સરળ હોય છે તે વાણીમાં મુશ્કેલ અને દુર્ગમ થઇ જાય છે.

ભગવાનનો આવિર્ભાવ કરવાનો, દરેક યોગનો હેતુ હોતો નથી. સેંકડો યોગમાર્ગો જગતમાં છે. તેમાંના ઘણાં-નો હેતુ, 'મુક્તિ' હોય છે; કેટલાકનો 'લય' હોય છે; કોઈનો કાંઈ એમ અનેક હેતુઓ હોય છે.

"ભગવાનનો આવિર્ભાવ" કરવા માટે પ્રથમ તો ભગ-વાનનો સાક્ષાત્કાર થવો જરૂરી છે. પણ 'ભગવાન' તો અનંતગુણ, એટલું જ નહિ પણ નિર્ગુણ અને ગુણી બન્ને: ક્ષર અને અક્ષર બન્નેથી પર — પુરુષોત્તમ સ્વરૂપ છે.

માનવ પોતાની શક્તિથી તેનો આવિર્ભાવ કરી શકે નહિ. એને માટે ભગવાનની દિવ્યશક્તિ તેણે પોતાનામાં સ્થાપન કરવી જોઈએ. 'હું'ને ઠેકાણે જ્યારે એ 'મહા-શક્તિ' સ્થાપન થાય ત્યારે એ પ્રયત્ન થઈ શકે. પોતાના પ્રયત્નથી કોઈ પણ સાધક કે યોગી ભગવાનનો આવિર્ભાવ કરવાનો દાવો કરી શકે નહિ. આ કાર્ય ભગવાનની દિવ્ય-શક્તિનું છે. માનવના હાથમાં તો ભગવાનને અનન્ય ભાવે આત્મસમર્પણ કરવાનું છે. ભગવાન માટે સતત માગણી આપી ચેતનાવડે તે કરે એ માનવનો ઊંચામાં ઊંચો લક્ષ છે; — અસત્ય, અશુભ જણાય તેનો ત્યાગ કરવાનો સંકલ્પ અને પ્રયત્ન એ માનવનો બીજો લક્ષ છે; અને પોતાની જાતને સમર્પણ કરી દેવી એ તેનો છેલ્લો લક્ષ છે.

આથી ઉપરાંત શું થવું કે કરવું એ ભગવાનના હાથમાં છે અને હોવું જોઈએ. એની ઉપરાંત માનવ ધારે તો કાંઈ કરી શકે એ તદ્દન સાચું છે, પણ એમાં જ ભય રહેલો છે. અને ભગવાનનો આવિર્ભાવ તો એ માર્ગે ન જ થાય એ સ્પષ્ટ છે.

વિજ્ઞાનમયચેતના એટલે "અપરોક્ષાનુભવ" કેવળ નહિ — એનાથી ઘણું વધારે એમ કહી શકાય. આ તો એટલો મોટો પ્રશ્ન છે કે એને વિષે એક મોટો ખંડ લખ્યો છે. એનું નામ "વિજ્ઞાનયોગ." (પૂર્ણયોગ ખંડ ૫ મો). મને ભય છે કે આવા પત્રમાં એ વિષયને ન્યાય આપવો મારી શક્તિની બહાર છે.

ફક્ત "એક જ તત્ત્વ" છે એ વિચાર વિષે કાંઈક સમીક્ષા કરી વિરમીશ.

એક બ્રહ્મ, સચ્ચિદાનંદ એ જ એક તત્ત્વ છે. આ માન્યતા તદ્દન સાચી અને અનુભવસિદ્ધ સત્ય છે.

પરંતુ, અંતિમ સ્વરૂપે સર્વ બ્રહ્મસ્વરૂપ હોવાથી **અત્યારે** સર્વ દિવ્ય ઠરે નહિ.

બીજું, જેમ એક, અદ્વૈત — તત્ત્વ ચેતનરૂપે અંતિમ સત્ય છે એમ સ્વીકાર્યા વિના ચાલે તેમ નથી, તેવી જ રીતે, 'અનેક' યાને 'દ્વૈત' પણ સત્ય છે. એમાં પણ એ એકનું જ કોઈ સત્ય પ્રકટ થઈ રહ્યું છે. એમનો '**અસત્ય**' કહીને અસ્વીકાર કરવામાં આપણી અતિશયતા જવાબદાર છે.

એટલે, 'વ્યક્તિ'નો પણ આવશ્યક તત્ત્વ તરીકે આપણે સ્વીકાર કરવો પ્રાપ્ત થાય છે. 'વ્યક્તિ' માત્ર 'અસત્ય' કે 'મિથ્યા' એ વિચાર એકતરફી છે.

વળી, બધું બ્રહ્મસ્વરૂપે **એક** છે એ સાચું પણ એ રીતે તો બધું **અંતિમ** સ્વરૂપે જ દિવ્ય ગણાય — અત્યારે નહિ ! (તેના અત્યારના સ્વરૂપમાં નહિ !)

જો જગત અત્યારે દિવ્ય હોય, જેવું છે તેવું ભગવાનનો આવિર્ભાવ હોય, તો જગતમાં પાપ નથી, દુઃખ નથી એમ

જ આપણે સ્વીકારવું પડે. અજ્ઞાન, અસત્ય, અવિદ્યા, દુઃખ, ક્લેશ, ભય, મૃત્યુ, કલહ વગેરે એટલાં તો ' પ્રત્યક્ષ ' છે કે એ સાબિત કરવાનો પ્રયત્ન પણ નિરર્થક ગણાય !

વળી, બ્રહ્મસ્વરૂપ અંતિમ તત્ત્વમાં આવિર્ભાવનો ખ્યાલ આપણે કરતા જ નથી,— અને નથી કરતા એ બરાબર છે, કારણ કે બ્રહ્મની — સચ્ચિદાનંદની કહો — જે વ્યાખ્યા અત્યાર સુધી બાંધવામાં આવે છે તેમાં તો ' આવિર્ભાવ ' ' જગત ' કે એવી કોઈ પણ ક્રિયાનો અભાવ જ આરોપિત થાય છે. ' સૃષ્ટિ ' જોડે સંબંધ હોય તો તે ' બ્રહ્મ ' નહિ; ' જગત ' પ્રકટાવે, યા તો જેમાંથી જગત પ્રકટે તે ' બ્રહ્મ ' ખરું — પરંતુ બ્રહ્મને ને જગતને કશી લેવાદેવા નહિ. જો લેવાદેવા હોય તો તે બ્રહ્મ નહિ !

ત્યારે, જગત સાથે,— સૃષ્ટિ સાથે — માનવજાતિ સાથે કોને લેવાદેવા છે ? ( બ્રહ્મને તો બ્રહ્માંડ કે અનંત કોટિ બ્રહ્માંડો સાથે પણ સંબંધ ન જ હોય ). " ભગવાનને " એવો ઉત્તર આપી શકાય.

પણ, આ " ભગવાન " બ્રહ્મનો વિરોધી છે ? ના. આ શબ્દો આપણે વાપરીએ છીએ તે માનવની બુદ્ધિને અમુક મનસાતીત અનુભૂતિઓ, ચેતનાવસ્થાઓ સમજાવવા માટે. પણ જ્યારે બુદ્ધિ પ્રયત્ન કરે જ ત્યારે તેણે પોતાનું કાર્ય બરાબર બજાવવું જોઈએ.

પુરુષોત્તમ સ્વરૂપ ભગવાન સૃષ્ટિથી અલગ નથી. ખરું જોતાં તે પોતે સ્વીકારે છે કે " સૃષ્ટિ મારો પોતાનો આવિર્ભાવ છે. પણ એ આવિર્ભાવની ક્રિયામાં મારે કેટલાક એવા

ઉપાયો લેવા પડ્યા છે કે જે માનવબુદ્ધિને સમજાય તેવા નથી. મને તો એ દીવા જેવા ચોકખા છે. એટલે બુદ્ધિવડે "શા માટે?"નો કોયડો ઉકેલવા મથશો નહિ !"

પણ આવા જવાબથી માનવબુદ્ધિ સંતોષાતી નથી, અને સ્વપ્રયત્નમાંથી પણ, "અજ્ઞાન – દુઃખ વગેરે ક્યાંથી આવ્યાં?" સંપૂર્ણ જ્ઞાનસ્વરૂપ બ્રહ્મમાં આ અજ્ઞાનનો દેખાવ કેમ અને શી રીતે થયો? વગેરે પ્રશ્નો માનવબુદ્ધિ વિચારે છે ખરી, પરંતુ ગમે તેટલે પ્રયત્ને પણ એ એનો અંતિમ ઉકેલ નહિ મેળવી શકે. એના બધા ઉકેલો ખરા હશે પણ બધાય કામ ચલાઉ; અને કામ ચલાઉ રહેવાને સરજાયલા.

અજ્ઞાન કેવી રીતે ઉત્પન્ન થયું? એના અનેક ઉત્તરો અપાયા છે; — "માયાથી;" "ઉચ્ચભૂમિકામાંથી પતન થયું તેને લીધે," "અહંતાથી" વગેરે વગેરે. હું એક વધારાનો ઉત્તર ઉમેરૂં છું, અને તે ભગવાન શ્રીઅરવિંદના પ્રસાદને આભારી છે.

ચિત્ – શક્તિ ( Consciousness ) યાને ચેતના કોઇ પણ કામનો બરાબર તાગ લેવા મથે છે ત્યારે શું થાય છે તે આપણે તપાસીએ. એક વેપારી લો કે એક ભૌતિકશાસ્ત્રી લો કે એક કલારસિક માણસ લો. તે વેપારના કાર્યમાં કે પોતાની શોધખોળના વિષયમાં કે કલાના રસપાનમાં મગ્ન થઇ જાય છે. જેટલો વખત તે એ કાર્યમાં એકાગ્ર બને છે, કે હોય છે, તેટલો વખત તેની બીજી વ્યક્તિતાઓ અપ્રકટ હોય છે, યા તો પાછળ જ રહે છે. જો એમ ન હોય કે ન થાય, તો તે પોતાના કાર્યમાં પૂરેપૂરી

અસરકારકતા કે પૂરેપૂરી સર્જકતા નથી પ્રાપ્ત કરી શકતો. એક માણસ પોતાના પિતાનો પુત્ર છે, ભાઇનો ભાઇ છે, પત્નીનો પતિ છે, પુત્રનો પિતા છે, મિત્રનો મિત્ર છે,— તે કારણે સર્વ સંબંધોની વાસ્તવિકતા અને પરાકાષ્ઠા એકી વખતે નથી અનુભવી શકતો. જ્યારે તે પતિરૂપે થાય છે ત્યારે અન્ય વ્યક્તિતાઓ ચેતનાના પાછલા થરોમાં ઢંકાઇ જાય છે.

સર્વવ્યાપી, સર્વજ્ઞ અને સર્વશક્તિમાન — આ વિશેષણો બ્રહ્મનાં તો નથી, પરંતુ ભગવાનનાં તો છે જ. અને સૃષ્ટિની ઉત્પત્તિ ભગવાનને આભારી છે.— ભગવાન યા પ્રભુ (કે જે નામ આપો તે) — પ્રત્યેક પદાર્થનું સફળ નિર્માણ કરવા માટે પોતાના સર્વ જ્ઞાનસ્વરૂપના ઉપર જે પડદો નાંખે છે તેને પરિણામે આપણે જેને 'અજ્ઞાન' કહીએ છીએ તે ઉત્પન્ન થાય છે. તેની નજરે એ બિલકુલ અજ્ઞાન નથી હોતું, પરંતુ એક પરિમિત બિંદુ ઉપર સંપૂર્ણ ચેતનાની એકાગ્રતા થયલી હોય છે. વિધવિધ વ્યક્તિના વિધવિધ વ્યક્તિગુણ (પ્રકૃતિ) પ્રકટ કરનાર બ્રહ્મની કે ભગવાનની ચેતનાની એકાગ્રતાને પરિણામે જ પ્રકૃતિમાં ગુણની વિશિષ્ટતા અને અનિવાર્યતા પ્રકટે છે. બ્રહ્મચેતનાની એ મર્યાદિત એકાગ્રતાને પરિણામે જ લીમડો લીમડારૂપે રહે છે અને વિશિષ્ટ ગુણો પ્રકટાવે છે. એ મર્યાદિત એકાગ્રતા, કે અન્ય વસ્તુઓને પોતાનામાંથી તત્કાળ બાતલ કરવાની બ્રહ્મની વિશિષ્ટશક્તિ માનવને 'અજ્ઞાન'રૂપે જણાય છે. કારણકે તેને એ સંકુચિત એકાગ્રતામાં ચેતનાની પરિમિતતાનું જ

કેવળ ભાન થાય છે. — જ્યારે ભગવાનની ચેતના તેમાં પોતાની વિશિષ્ટશક્તિનો આવિર્ભાવ અનુભવે છે ! !

પણ માનવને એ સંકુચિતતા લાગે છે અને સાલે છે તે પણ સકારણ છે. કેમકે એ સ્વમર્યાદાના ભાનને પરિણામે જે દુઃખ થાય છે, જે જિજ્ઞાસા જાગે છે, તેને જ પરિણામે તે જ્ઞાનસ્વરૂપ ભગવાનને પ્રાપ્ત કરવા પ્રેરાય છે, અને આધ્યાત્મિક પ્રગતિ કરે છે. ગમે તેવી મર્યાદિતતામાં પણ અજ્ઞાનમય ચેતનાની પાછળ અનંત ચેતનાનો જ મહાસાગર આવી રહેલો હોય છે. પણ મુશ્કેલીનો ઉકેલ આ મર્યાદિત એકાગ્રતાના,— જેને આપણે વ્યક્તિતા કહીએ છીએ તેનો — ત્યાગ કરીને એ મહાસાગરમાં લીન થઇ જવામાં નથી પરંતુ આ વ્યક્તિતાની પાછળ એ પ્રભુનો શો હેતુ છે તે શોધી, તેની તપઃશક્તિ સાથે, તેના જ્ઞાન સાથે, તેની ચેતના સાથે, તેના આનંદ સાથે, આપણી વ્યક્તિતાને સર્વ પ્રકારે એક કરવામાં સાચો ઉકેલ રહેલો છે.

"વ્યક્તિપણું યાદ કરવાનો" જે વિચાર તમે રજૂ કર્યો છે તેને વિષે મારે જે થોડું કહેવાનું હતું તે ઉપર રજૂ કર્યું છે.

"દિવ્યચેતનાનો સાક્ષાત્કાર કરવો અને જીવનમાં તેને પ્રકટ કરવી" એ બેમાં ફેર નીચે પ્રમાણે છે :

મનોમય ભૂમિકાથી માનવચેતના જ્યારે ઉપર જાય ત્યારે તેની અભીપ્સા સાચી અને દૃઢ હોય તો તેને દિવ્ય ચેતનાનો સાક્ષાત્કાર થાય (અહીં પણ મનોમય ભૂમિકાથી પર છે તેટલું બધું જ દિવ્ય છે એવું માની લેવું એ મોટી અને

પ્રચલિત ભૂલ છે. મનની અને સત્યની ભૂમિકા વચ્ચે બીજાં ઘણાંએ ચેતનાનાં સ્તરો આવી રહેલાં છે જેમને બીન અનુભવી સાધકો ઘણી વાર 'બ્રહ્મ' 'સચ્ચિદાનંદ' વગેરે તરીકે સ્વીકારી સંતોષ પામે છે. અલબત્ત, એમાં કાંઇ ખોટું નથી, કારણકે એટલી પ્રગતિ પણ તેને અનંત ગુણ લાભ કરે છે.) પણ ઉપરની ભૂમિકામાં શુદ્ધરૂપે રહેતી એ દિવ્ય ચેતના સાધકના મન, પ્રાણ કે શરીરમાં — મનોમય, પ્રાણમય કે અન્નમય — ભૂમિકામાં એકદમ લાવી શકાતી નથી. સાધકને તેનું ભાન થાય, સતત જાગ્રત ભાન પણ થાય. પણ એટલેથી તેનો જીવનમાં આવિર્ભાવ ન થઇ શકે. અલબત્ત, તેના કાર્યમાં એ દિવ્યશક્તિની કાંઇક અસર તો જરૂર થાય. પણ આપણે કાંઇક અસર ઉપજાવવાની વાત નથી કરતા. આપણે વિચારીએ છીએ દિવ્યશક્તિનો **પોતાનો** આવિર્ભાવ.

દિવ્ય ચેતનાનો અનુભવ થયા પછી તેને પ્રકટ કરવા માટે ઘણી સાવચેતી પણ રાખવાની જરૂર છે કારણકે સાધકના મન અને પ્રાણમાં 'અહંતા' કે 'કામના' રહી ગઇ હોય તો તે એ દિવ્યશક્તિનો "હું ઉપયોગ કરીશ" એમ માનીને ઘણી ખરી વખત તો તેનો દુરૂપયોગ જ કરે અને પરિણામે કેટલીક વાર ઉન્નતિને બદલે પોતાની અવનતિ પણ કરે.

એટલે સાધકે પોતે મન, પ્રાણ વગેરેની શુદ્ધિ કરવા પર લક્ષ આપવું જોઇએ. એ કાર્યમાં તે દિવ્ય ચેતનાની મદદ જરૂર લઇ શકે છે, કારણકે એ દિવ્ય ચેતનામાં જ્ઞાન, શુદ્ધિ,

શાંતિ, સમતા, સામર્થ્ય, સંયમ, સમર્પણ, પ્રેમ, વગેરે વગેરે અનંત દિવ્યશક્તિઓ (ગુણો) હોય તે શક્તિ ભગવાનનું ક્રિયાત્મક સ્વરૂપ હોવાથી એને ર્ભાવ કરવા મથતા સાધકને મદદ કરે છે. શેની શુદ્ધિ કેવી રીતે કરવી? વગેરે જ્ઞાન તથા શક્તિ એ શ જ,— સાધક જો તેના પ્રત્યે સાચો સમર્પણભાવ — આપે છે.

આમ, જ્યારે નીચેનો આધાર (સૂક્ષ્મદેહ) ત્યારે દિવ્યશક્તિ સાધકના આધારમાં આવે — કરે. ધીમેધીમે, વધારે ને વધારે નીચલા ભાગો અને છેવટે પૂરેપૂરો કાબૂ લે. ત્યાર પછી પોતાનો તે કરી શકે.

અને તેની સાબિતીની સાધકને જરૂર પણ ન કારણકે એ અનુભવસિદ્ધ ઘટના હોય છે, અને દષ્ટિએ પુરાવા જોઈએ તો પણ મળી રહે છે.

હવે પત્રના છેવટમા જે પ્રશ્નો છે તે વિષે ટૂંકામાં

૧ : દૂર રહેલો માણસ આ યોગ કરી શકે. પ્રથમ એ નક્કી કરવું જરૂરનું છે કે તે શ્રીઅરવિંદ સાધનાનો આદર્શ સ્વીકારે છે કે નહિ?

જો સ્વીકારતો હોય તો તે ગમે ત્યાં રહીને પ આ આધ્યાત્મિક મદદ મેળવી શકે.

ન સ્વીકારતો હોય તો આધ્યાત્મિક ઉન્નતિ મ કરનારા સર્વને દિવ્યશક્તિ પોતાના વિરાટ સ્વરૂ કરે છે, તો તેને મદદ કરે છે જ અને કરશે. ત

શ્રદ્ધા રાખીને સાધક પોતાને જે ઉત્તમ જણાય એવા આંતર ઉપાયો લેવા, યા તો કોઇ સુવિહિત આધ્યાત્મિક માર્ગ — જ્ઞાન, ભક્તિ કે કર્મ જેવા–નું અનુશીલન કરવું.

શ્રીઅરવિંદના યોગ — આદર્શને સ્વીકારે તે કેવી રીતે મદદ મેળવી શકે? એવો પ્રશ્ન થાય તો તેના વિષે પ્રથમ તો એ જાણવું જોઇએ કે એવો સાધક — શ્રીઅરવિંદને — પ્રકટ અને વ્યક્તિરૂપે જે છે તેમને — પણ સ્વીકારે છે, અને તેમને પત્રદ્વારા કે આંતર ચેતનાવડે આધ્યાત્મિક સહાય માટે યાચી શકે છે.

"પાર્થિવ ચેતનામાં ભગવાનની ચેતનાનું અવતરણ કરવું" એ વિષે આગલા ભાગમાં મેં લખ્યું છે એટલે હું ધારું છું કે તે સ્પષ્ટ થયું હશે.

ચેતના એક જ છે, તે વિશ્વમાં નિર્ભર છે, સઘળી પાર્થિવ વસ્તુઓમાં ઓતપ્રોત છે — તો ભગવાનની ચેતનાનું અવતરણ — નો શો અર્થ?

"ચેતના એક જ છે — તદ્દન સાચું — પણ ક્યાં છે? અંતિમ રૂપે. જેમ સમુદ્રનાં સઘળાં સ્વરૂપો પાણી છે તે રીતે.

પણ અત્યારના આપણા જગતમાં ભગવાનની ચેતના કાર્ય કરે છે? આપણે તેનો અનુભવ કરીએ છીએ? ના.

વળી, સઘળે એક ચેતના જ છે એ સિદ્ધાંત પ્રમાણે દેવ, અસુર, પાપપુણ્ય, ગુણઅવગુણ બધું જ કોરે મૂકવાનું થાય. અને "બધું જ દિવ્ય" છે એમ માનીને આપણે વર્તીએ તો પણ પ્રત્યક્ષ અનુભવ આપણો વિરોધ કરશે, કેમ જે વિશ્વની અંદર 'દિવ્ય' ન કહી શકાય એવી ઘણી ચેતનાઓ આપણને જણાશે.

ભગવાનની ચેતના એક છે પણ અત્યારે તે પોતાનો આવિર્ભાવ સીધેસીધો, બાધા વગર, અવિદ્યાની ગળણીમાં પસાર થયા વગર, કરતી નથી.

ચેતનાનું એક એવું રૂપાંતર શક્ય છે જેમાં દિવ્યચેતનાનો સદેહે સાક્ષાત્કાર કરી શકાય છે એટલું જ નહિ પરંતુ માનવપ્રકૃતિનું એટલું રૂપાંતર કરી શકાય કે ભગવાનની ચેતનાનો તેમાં આવિર્ભાવ થઇ શકે.

વળી, "ચેતના એક જ છે." એમ સ્વીકારીએ તો "અવતાર"નું પ્રયોજન પણ આપણને નહિ જડે. જો આ જીવનનો કાંઇ અર્થ ન હોય, જો અંતિમ સ્વરૂપ પ્રત્યે જ આપણે સઘળું છોડીને દોડી જવાનું હોય,— અને એ જ સૌથી ઉચ્ચ પગલું હોય — તો અવતાર એ પૂર્ણ ચેતનાવસ્થાનો આવિર્ભાવ કરવા આ નીચેની ભૂમિકાઓમાં આવે જ શા માટે?

અને 'અવતાર' અવિદ્યાના પ્રતિનિધિઓને પાછા હઠાવે છે એ ઘટના જ જગતમાં ભગવાનની ચેતનાનો આદર્શ વિજયી થયો નથી તેની સાબિતી છે. કોઇ અવતારે એમ નથી કહ્યું કે "બધી ચેતના એક છે." માટે "અસુર કે રાક્ષસ છો સત્તા ભોગવતા!"

"ભગવાનની દિવ્યશક્તિના કાર્ય માટે જીવન ગાળવાનો સંકલ્પ":—

માનવજીવન ઉપર ઘણા સંકલ્પો નિયામક થાય છે. કામનાઓ સંતોષવા માટે માનવ પ્રવૃત્તિ કરે છે. સત્તા મેળવવા માનવ પ્રવૃત્તિ આદરે છે. લોભથી પ્રેરાઇ કાર્ય કરે છે.

નીતિના નિયમો પાળવા તે સંકલ્પ કરે છે. સેવાવૃત્ત, પ્રભુ-ભક્તિ વગેરે અનેક આદર્શો જીવનમાં હોય છે.

પરંતુ એ બધાને બાજુ પર રાખીને ભગવાનની ચેતના પ્રથમ તો પ્રાપ્ત કરવા માટે અને પ્રાપ્ત થયા પછી તે જ કાર્ય કરે એવો આગ્રહ રાખે તેનું નામ ઉપર જણાવ્યો તેવો સંકલ્પ.

અત્યારે આપણે જે શક્તિને વશ વર્તીને જીવન ગાળીએ છીએ તે અવિદ્યા-શક્તિ છે, એટલે કે અજ્ઞાન છે.

( એની પાછળ ભગવાનની શક્તિ છે એમ કહેવાથી કશો વ્યાવહારિક અર્થ સરતો નથી, કારણ કે સામાન્ય માનવમાં અવિદ્યા અનુભવસિદ્ધ છે.)

દિવ્યશક્તિ અને નીચેની શક્તિ વચ્ચેનો ભેદ કેમ અને શા માટે એ પ્રશ્નને માટે વાંચો 'Riddle of this world' by Sri Aurobindo માંનો છેલ્લો લેખ.

દિવ્યશક્તિનો અનુભવ — અનુભવ હોવાથી એને માટે બહારની સાબિતીની જરૂર ન રહે એ સમજી શકાય તેમ છે. પોતાનામાં તો સ્વાનુભવથી સમજાય — અન્યમાં પણ એ જ ઉપાયે ( અને બીજાં પ્રમાણો પણ એનાં મળી શકે. પણ પ્રમાણો જાણવા જેટલા સાધકે આગળ વધવું જોઈએ.)

જે રૂપે શ્રીઅરવિંદની ભાવના કરે તે રૂપે તે સાધકને લાભ આપે.

ગીતામાં જે "બે પ્રકારની પ્રકૃતિ" — દૈવી અને આસુરી — કહી છે તે ભેદ આપણે અહીં ધ્યાનમાં રાખવાનો છે. શ્રીકૃષ્ણ પોતાની સ્વા પ્રકૃતિને દૈવી કહે છે અને જે પૂર્ણતા નીચેની

પ્રકૃતિનું રૂપાંતર કરીને દિવ્યશક્તિ પ્રાપ્ત કરવાથી થાય છે તેને આપણા પ્રાચીન મતમાં સાધર્મ્ય મુક્તિ અથવા તો વધારે સાચી રીતે સાધર્મ્ય ગતિ કહેતા. સાધક 'ગતિ' — ક્રિયા — કરે પણ પ્રભુ જોડે સાધર્મ્ય યુક્ત — તેની દિવ્ય પ્રકૃતિથી યુક્ત થઇને.

આપણા સમાજમાં બીજી પણ એક બે સામાન્ય થઇ બેઠેલી ગેરસમજૂતીઓને લીધે ઘણી વાર વિચારને સ્પષ્ટ સમજવામાં અડચણ નડે છે. "ભગવાન" બધું છે. "બ્રહ્મ સર્વમાં છે"— આ સૂત્રો વપરાય છે ત્યારે એ ભૂલી જવાય છે કે ભગવાન કે બ્રહ્મ નાનીસુની વસ્તુ નથી પણ "અનંત" છે: અને જ્યારે આપણે એમ કહીએ છીએ કે ૧૦ રૂપિયાનો પગારદાર પોલીસ સમ્રાટ પંચમ જ્યોર્જની જ સત્તાનો પ્રતિનિધિ છે યા તો સમ્રાટમાં અને સિપાહીમાં એક જ સત્તા પ્રકટ થઇ રહી છે ત્યારે એ એકતા છતાં જે ભેદ છે તે બ્રહ્મની કે ઇશ્વરની બાબતમાં ભૂલી જવાય છે.

ભગવાનના આવિર્ભાવની કેટલી શ્રેણીઓ છે, કેટકેટલાં અનંત વિશ્વો છે, કેટકેટલા ચેતનાના પ્રકારો છે તેનો ખ્યાલ પણ "સઘળું એક છે" એમ કહેતી વખત ઘણાંને નથી હોતો.

"કોઇ પણ રીતે સાધના કરવી. એમાં વળી આ માર્ગ શો અને પેલો માર્ગ શો ?" એવો વિચાર પણ ઘણાં સાધનાને માર્ગે નહિ જનારાઓનો હોય છે. આ પણ ભારે ભૂલ છે. સાધનાનો માર્ગ એક સાદો સીધો નથી. અનેક પ્રકારે સાધના થઇ શકે છે. અને શાશ્વત કાળમાં તે સર્વે

એક અનંત પ્રભુને જ પ્રાપ્ત કરાવનારી છે. પરંતુ, આપણે તો અત્યારનો રસ્તો લેવાનો છે અને તેમાં સાધનાનો અંતિમ હેતુ કર્યો છે તે ઉપર જ માર્ગનો આધાર રહે એ સ્વાભાવિક છે.

સાધનાનો હેતુ પ્રભુભક્તિ અને તેને પરિણામે પ્રાપ્ત થતો આનંદ એટલો હોય તો એક માર્ગ છે; સર્વે કર્મો યજ્ઞરૂપે કે બ્રહ્માર્પણરૂપે બ્રહ્મને અર્પણ કરવાનો માર્ગ બીજો છે; જ્ઞાનસ્વરૂપ એક અખંડને જાણવાનો જુદો છે. અક્ષર, નિરંજન, નિરાકારમાં લય પામવાનો માર્ગ પણ છે. આમ હેતુ પ્રમાણે રસ્તા લેવાય છે. સાધક વિશાળ દૃષ્ટિવાળો અને સમર્થ હોય તો તો આ પ્રત્યેકમાંથી સારભૂત ભાગ પોતે મેળવી લઈ શકે અને જ્યારે બહુ આગળ જાય અર્થાત્ લય, સામીપ્ય, મુક્તિ વગેરેથી પણ આગળ જવાનો આશય હોય તો તેને એ સર્વે અનુભૂતિને પરિણામે મળતા લાભો કે ઉન્નતિ મળી રહે છે. પરંતુ, આ બધા માર્ગો એક પછી એક અજમાવવા માટે માનવજિંદગી અતિ ટૂંકી છે.

એટલે, ભગવત્પ્રાપ્તિ અને માનવપ્રકૃતિનું રૂપાંતર કરવાનો વિશાળ હેતુ રાખનારને ત્યાગ, સંન્યાસ, કેવળ વૈધિક ભક્તિ, પ્રાણાયામ વગેરે પ્રક્રિયાઓ કે ઉપાયો લીધે પાલવે તેમ નથી હોતું. આ માર્ગ નવો અને અણખેડાયેલો એટલે પ્રયોગો પણ થવાના. પરિણામ તો આગળથી જ પ્રભુની જવાબદારી ઉપર અવલંબે છે તે સ્પષ્ટ કરવામાં આવેલ હોય છે.

આ વિચારોમાંથી જે લેવા જેવા લાગે તે લેશો. લખાણ કર્યું છે તે પ્રશ્નની વ્યવહારુ બાજુ વધારે સ્પષ્ટ કરવા માટે.

દલીલ કરવા કે વાદ કરવા માટે નહિ તે ધ્યાનમાં રાખશો. વળી, આ ગહન વિષયોમાં પત્ર જેવા સાધનનો ઉપયોગ ઘણી વાર મોટી ગેરસમજૂતી પણ ઉત્પન્ન કરે છે, અને ભાષા, વાણીને જે વિષય ગમ્ય નથી તેમાં આવું સાહસ કરવું જોખમ ભરેલું છે પરંતુ, નિર્હેતુક ભાવને પ્રત્યુત્તરરૂપે લખાણ કર્યું છે. તેથી ......ને સંતોષ થશે તો મને ઘણો આનંદ થશે. આખો વિષય સ્વાનુભવનો હોઈ, એમાં વાણી કે લખાણ કેટલાં ખપ લાગે ? આ લખાણમાં જે કાંઈ સત્યાંશ હોય તે તો પરમ ભગવત્સ્વરૂપ શ્રીઅરવિંદનો પ્રતાપ છે. એમાં મારું કાંઈ નથી એ અક્ષરેઅક્ષર સાચું છે. એમને સમજવાની મારી શક્તિની મર્યાદાને લીધે કોઈ અગ્રાહ્ય ભાગો હોય તો તે મારા જાણીને જતા કરશો.

આપ મુરબ્બી હોઈ, વધારે અનુભવી છો, એટલે વિશેષ લખવું પણ અયોગ્ય જ ગણાય.

સર્વે કુશળ હશો એમ ઇચ્છું છું. પત્ર લખશો.

તા. ૨૯ : ૬ : '૩૫

*

[ ૨૯ ]

**રા. રા. ભાઈશ્રી,**

**ગયા** પત્રમાં લખેલા ઉત્તરો પરથી ઉપજેલા પ્રશ્નોના ઉત્તર મારી મતિ પ્રમાણે નીચે પ્રમાણે છેઃ—

૧ : "હું ને ઠેકાણે મહાશક્તિ જ્યારે સ્થાપન થાય ત્યારે તેની નિશાની શી છે?" વગેરે.

હું ને ઠેકાણે ભગવાન કે મહાશક્તિ સ્થાપન થયાનું કોઇ પણ બાહ્ય ચિહ્ન અચૂક તરીકે આપી શકાય જ નહિ. આખોએ વિષય અનુભવનો છે એટલે "સ્વાનુભૂત્યૈક માન" —એ જ પ્રમાણ માનવાનું આપણે માટે રહે છે. પરંતુ આવું ક્યાં સુધી? જ્યાં સુધી આપણે બુદ્ધિની ભૂમિકામાં હોઇએ કે રહીએ ત્યાં સુધી.

હવે સવાલ અનુભવોની અંદર પણ આપણને ભેદ દેખાય છે તેનો રહે છે. એટલે કે એક યોગી પોતાના અનુભવો કે સાક્ષાત્કારને એક રૂપે રજૂ કરે છે, બીજો બીજી રીતે, તેનું શું? આમાં પણ છેક અરાજકતા નથી આવી શકતી. સમાન અનુભવવાળા સાધકોના અનુભવો એક બાજુ ભેગા મૂકી શકાય છે અને તેમાંથી આપણે ઉપયોગી મૂળતત્ત્વો તો જરૂર લેઇ શકીએ.

તમે જણાવ્યું જે "હું નથી — હું કાંઇ કરતો નથી" વગેરે ભાવ રહે "સમતોલપણું જળવાય" વગેરે.

"એ જ નિશાની કે બીજી?" હા. એ નિશાનીઓ ખરી જ. એનાથી વધારે પણ ખરી. "હું કાંઇ કરતો નથી" એ એક વિચાર છે અથવા સાચું કહીએ તો ઘણાં માણસો જેઓ એનો પ્રયોગ કરે છે તેઓની ચેતનામાં એ સત્ય ઘણું ખરું વિચારરૂપે હાજર હોય છે. પરંતુ વિચાર-મયતા એ સત્યનું વાસ્તવિક સ્વરૂપ નથી. વિચાર સત્યને મનોમય રૂપ આપે છે, પરંતુ સત્યને તેના પોતાના સ્વરૂપમાં

તે રજૂ કરતો નથી,— કરી શકતો નથી. એટલે "હું કાંઇ કરતો નથી" એમાં રહેલું સત્ય ઘણી રીતે અનુભવી શકાય છે. ૯૯ ટકા લોકો જ્યારે એનો ઉપયોગ કરતા હોય છે ત્યારે તેનો, બહુ તો, મનોમય સાક્ષાત્કાર તેઓ કરતા હોય છે. એટલે કે, વિચારરૂપે એમાં રહેલા સત્યને તેઓ સ્વીકારે છે; અને એવા ઘણા લોકોમાંથી થોડાક જ તે સત્યને મનની ભૂમિકામાં સતત જાગ્રત રાખી શકે છે. એવી સતત જાગ્રતિ રાખવાની ક્રિયા એક પ્રકારની સાધના જ છે. પરંતુ મનોમય સાક્ષાત્કારથી ઘણી પ્રગતિ સધાય છે એ કબૂલ કરતાં પણ એટલું તો કહેવું જ પડે કે એ તેનો ઉત્તમોત્તમ અને અંતિમ સાક્ષાત્કાર નથી.

"હું કાંઈ કરતો નથી" એટલેથી પછી તે સત્ય અટકતું નથી. જ્યારે એ સત્યનો સર્વ પ્રકારે વાસ્તવિક સાક્ષાત્કાર થાય છે ત્યારે "હું કાર્ય કરતો નથી" એ એવું અભાવાત્મક સ્વરૂપ જતું રહે છે અને "કાર્ય કરનાર સત્તા"ની ચેતનાનો અનુભવ જાગ્રત રહે છે. એવી દશામાં ઘણી વખત મૌન એ જ સાધકને ઉચિત સ્થિતિ લાગે છે, કારણકે એ સાચી દિવ્ય ચેતના જોડેનો ગાઢ પરિચય પ્રેમીઓ વચ્ચેના પરિચય જેવો દિવ્ય અને અનન્ય ભોગ્ય લાગે છે. પોતાની અમૂલ્ય ભાવનાનું પ્રકટીકરણ પણ તેને તે પરિચયમાં, તેની ગાઢતામાં ઊનતા લાવનારૂં લાગે છે, વાણી મૌનમાં લય પામે છે, અને છતાં, કાર્યો તેમને નિયત માર્ગે અસ્ખલિતપણે વહ્યે જાય છે.

૨ : "અનન્ય ભાવે આત્મસમર્પણ" માટે વિવરણ

કરવું જરૂરી છે. તમે તો વૈષ્ણવ ધર્મ જાણો છો — રાધિકા અને ગોપીઓનો જે ભાવ તે આત્મસમર્પણ. એવી ભાવના ન ડરે સમાજના નિયમોથી કે લોકનિંદાથી, ન પરવા કરે નીતિની કે ન અટકે જરા જેટલું અર્પણ કરીને. ફક્ત એક વાત ધ્યાનમાં રહેવી ઘટે. તે એ કે સમર્પણની તીવ્રતામાં અશાંતિ કે સંયમનો અભાવ ન હોવો જોઇએ. સાચું અને સંપૂર્ણ સમર્પણ સિદ્ધ થતાં માનવોમાંનાં ઘણાંને જન્મજન્માંતરો લાગે તો તેમાં આશ્ચર્ય પામવા જેવું નથી. લાખો કરોડોમાં કોઈ વીરલા જ એ સાધનાને સિદ્ધ કરી શક્યા હોય છે.

૩ : "ભગવાન માટે સતત માગણી આખી ચેતનાવડે તે કરે." "આખી ચેતનાવડે" એટલે ? —

માનવની ચેતના સાદી સીધી લીટીમાં જનારી નથી. એ જટિલ છે, સંકુલ છે, બહુ શાખાવાળી છે. આપણે એક ઓરડામાં બેઠા હોઈએ અને જેમ એક સપાટી પર સઘળું હોય છે તેવું આપણી ચેતનાની બાબતમાં નથી હોતું. એ રીતે એને દર્શાવીએ તો કાંઇક ખ્યાલ આવે. ૧ : અમેરિકાનાં હવાઈ મકાનો (sky-scrapers)નો ખ્યાલ લાવવાથી. ઓરડો જ માત્ર નહિ પણ મજલા પર મજલા — એમ અનેક મજલાઓ અને દરેક મજલાની સપાટી જુદી. કદાચ ત્યાંનું વાતાવરણ પણ જુદું હોય એ પણ અસંભવિત નહિ. છેક તળીએ તદ્દન અંધારું તો છેક ઉપર અતિશય પ્રકાશ; નીચે ખૂબ ગરમી તો ઉપર કડકડતી ઠંડી. આવું બધું એક જ મકાનની બાબતમાં બની શકે છે એટલું જ નહિ પરંતુ

ઘરના માલિકે જો લીફ્ટ રાખી હોય અને તેને ચલાવતાં આવડતી હોય તો તે નીચેથી ઉપર અને ઉપરથી નીચે એમ મરજી પડે ત્યાં આવજા કરી શકે છે અને એનામાં સત્તા હોય તો બધે નજર રાખીને દરેક મજલામાં શું થવું જોઇએ અને શું ન થવું જોઇએ તે બાબત પણ અમલ ચલાવી શકે છે. (૨: માટે ૨૮મો પત્ર જુઓ.)

આપણી ચેતનાની બાબતમાં પણ આવું જ કાંઇક યંત્ર છે. ચેતના, તે પણ બહિર્મુખ અને અંતર્મુખ. તેની કેટલીએ ભૂમિકાઓ. પણ મોટા મોટા વિભાગોમાં વહેંચી નાખીને તેનો ખ્યાલ કરીએ તો શારીરિક (અન્નમય) પ્રાણ-મય અને મનોમય એ જાગ્રત ચેતનાના ત્રણ મુખ્ય મુખ્ય ભાગ પડે. દરેકમાં અનંત શ્રેણીઓ છે એ યાદ રાખવાનું છે. (આ વિભાગો આપણી સગવડ માટે અને બુદ્ધિની સમ-જૂતી માટે છે.)

વળી અવચેતના, ચેતના અને પરચેતના એ પણ એના ઊંચાઇ પરત્વેના વિભાગો ગણી શકાય. અવચેતના વિષે આપણે બિલકુલ જાગ્રત નથી. દરિયાના પાણીની સપાટી નીચેનાં બળો જેમ તેની દેખીતી સપાટીની ગતિ, ક્રિયા વગેરે નિયત કરે છે તેમ અસંસ્કૃત માનવની ઘણી ક્રિયાઓ તેની અવચેતનામાંથી સ્ફૂરે છે. ત્યાં, અવચેતનામાં, વિરાટ બળોનો દૃઢ કાબૂ આપણને જણાય છે. " प्रकृतिं यांति भूतानि " એ ગીતાના સૂત્રનો અર્થ અવચેતનામાં રહેલી શક્તિના પ્રભાવનો સ્વીકાર છે. આમ મજલા પર મજલા જેવી ચેતનાની સ્થિતિ હોવાથી માનવ એક મજલા પર એક

કામ કરતો હોય ત્યારે બીજે મજલે બીજી જ પ્રવૃત્તિ ચાલતી હોય એ તદ્દન સંભવિત છે. વળી દરેક મજલે માલિકનો પ્રતિનિધિ – આપણું પોતાનું જ વ્યક્તિત્વ – આવી રહેલો હોય તો ઘણી વાર દરેક મજલાનો ચાલક જુદી વૃત્તિથી પણ પ્રેરાય એ અનવાજોગ છે. આમ હોવાથી મારે પત્રમાં લખવું પડેલું કે "ભગવાનને માટેની માગણી આખી યે ચેતનાવડે" કરવી જોઇએ.

કારણકે, ઘણાં માનવોમાં આપણે જોઇએ અને અનુભવીએ છીએ કે ઉત્તમોત્તમ વૃત્તિઓ હોય છે તેની સાથે સાથે અધમમાં અધમ વૃત્તિઓ પણ હોય છે. અમુક ભૂમિકામાં વિદ્વાન, ન્યાયી અને પ્રમાણિક માણસો બીજી વૃત્તિઓમાં પશુ જેવા, અન્યાયી અને તદ્દન અપ્રમાણિક માણસો પણ હોય છે. ચેતનામાં આવો પ્રબળ વિરોધ આપણે ઘણાં માણસોમાં જ નહિ, આપણા પોતાનામાં પણ દેખાય છે. એક ભાગ ભગવાનની ભક્તિ કરતાં સાચા સમર્પણ ભાવથી પ્રેરાઇને વર્તન કરે છે, જ્યારે બીજી જ ક્ષણે બીજો ભાગ સપાટી પર આવે છે અને આપણને આપણામાં સ્વાર્થ, અહંતા વગેરે દેખાય છે.

એટલે મારા લખાણનો અર્થ એ હતો કે માનવે પ્રભુ માટે માગણી કરતી વખતે પોતાની સમગ્ર ચેતનાવડે તેને માટે માગણી કરવી જોઇએ. એવું ન થવું જોઇએ કે હૃદયથી ભગવાનને માટે સાદ કરે અને પ્રાણમાં કામનાઓને સંતોષવાનો પ્રયત્ન કરે. તો પછી ભગવાનની ચેતના સમગ્ર માનવચેતનામાં કેવી રીતે વ્યાપ્ત થઇ શકે? યા તો, માનવ-

ચેતનાનું રૂપાંતર કરી શકે? એવી એકતરફી સાધના જે
હોય તેમને સમગ્ર પ્રકૃતિના રૂપાંતરનો યથાર્થ ખ્યાલ ન
એ પણ બનવાજોગ છે.

એટલે શ્રીઅરવિંદના યોગમાં સમગ્ર પ્રકૃતિમાં ભગ
માટે અભીપ્સા હોવી અત્યંત જરૂરની છે—તો જ પ્રકૃ
રૂપાંતર થઈ શકે. કેમકે, જ્યાં માનવ ભગવાનને માટે
કરે ત્યાં જ તે જાય. પરંતુ જ્યાં તે તેને માટે માગણી ન
યા તો તેનો ઈન્કાર કરે, ત્યાં તે, વગર બોલાવ્યે જતો
એવો અત્યાર સુધીનો અનુભવ છે.

"વ્યક્તિતા પાછળ ભગવાનનો હેતુ" હું
ગયા પત્રમાં સમજાવી ગયો તો છું. વધારે સ્પષ્ટી
ખાતર જરા લખું છું. વ્યક્તિતા અને તેની ઉત્પત્તિ અ
અને નિરર્થક નથી. અત્યાર સુધી આપણી મીમાંસામાં કે
સદીઓથી એવો વિચારઝોક પ્રચલિત થયો છે કે વ્યક્તિ
એ જ જાણે કે સર્વ અનર્થનું મૂળ છે—વ્યક્તિતા અ
છે, મિથ્યા છે, માયા છે, દુઃખનું મૂળ છે વગેરે વગેરે.

હવે "અહંતા" દુઃખનું મૂળ છે એ સાચું.
"અહંતા" અને "સાચી વ્યક્તિતા" એક નથી. સ
વ્યક્તિતા પાછળ પ્રભુનો દિવ્ય હેતુ હોય છે, અને તે
આ દુનિયાથી દૂર કોઈ અપાર્થિવ જગતમાં કે દિવ્ય લો
નહિ પરંતુ અહિં જ સિદ્ધ કરવાનો હોય છે.

તમે જે લખ્યું કે "હું હું તે જ ભગવદંશ છે"
અર્ધસત્ય જ છે, અને સાધકને માટે તો તે ભયંકર
કારણકે અવિદ્યાની શક્તિઓના પાશમાં પડેલો સાધક પોત

"અહં"ને ભગવાનનો અંશ સમજો જોઈએ તો પછી એનું અજ્ઞાન દૂર થાય જ નહિ ! અને માટે એ પણ જણાવવું જોઈએ કે તમે જણાવો છો તેવી ભાવનાને પોષનારા સાધકો મેં જોયા છે અને મેં તેમનું પતન થયેલું પણ જોયું છે. કારણકે ભગવાનને ઠેકાણે પોતાના "અહં"ને કલ્પવો એના કરતાં બીજી ભૂલ મોટી કયી હોય ? સાધનામાં થોડી પ્રગતિ કર્યા પછી નીચેની શક્તિઓ સાધકને આવી જાળમાં સપડાવાને જ પાડે છે. એવા પણ મેં જોયા છે કે જેઓ ભાવિક અબળાને પૂછે, "બોલો, તમે મને કયે સ્વરૂપે જુવો છો યા તો ઓળખો છો ?" પોતાની શ્રદ્ધાથી તે કહે, કે "ભગવાન રૂપે" તો એ શ્રદ્ધાનો લાભ લઈને પોતાની પાશવ વાસનાને પણ પોષનારા સાધકો મેં જોયા છે ! બોલો, આના કરતાં વધારે ઘોર પતન કયું હોય ? એટલે પોતાની અહંતા એ જ પ્રભુનો અંશ એમ ન માનવું જ સલામત છે. હા, એમ કહીએ કે માનીએ કે આપણી અહંતા જેનું વિકૃત સ્વરૂપ છે, તે મૂળ દિવ્ય ભગવદંશ રૂપ જ આપણે છીએ અને આપણે એટલે "અહં" નહિ પણ તે "દિવ્યાંશ" જે મનથી પણ પર છે — તો જુદી વાત.

વળી, "દેહાધ્યાસ" એટલે શું ? એમાં વળી પેલા કેવળાદ્વૈત વેદાંતનો "જગન્મિથ્યા"ત્વનો ખ્યાલ આવે જ છે. દેહ તો જાણે નકામો. "ક્યાં આપણને વળગ્યો ? કેવો ખરાબ ?" એ બધા ખ્યાલો પ્રકૃતિ નકામી છે, મિથ્યા છે, એ સિદ્ધાંત ઉપર ઊભેલા છે. જ્યારે શ્રીઅરવિંદ દેહને — કેવળ દેહને જ નહિ પરંતુ સમસ્ત પ્રકૃતિ, ભગવાનને

પ્રકટ કરવાના ઉપયોગી કરણરૂપ ગણે છે. એટલું જ નહિ પરંતુ પ્રકૃતિના એકેએક કરણનું — દેહનું સુદ્ધાં — દિવ્ય રૂપાંતર શક્ય છે એમ માને છે અને સાધનામાં તે પ્રમાણે જ ચાલે છે.

દેહની પણ પૂર્ણતા છે — દેહની પણ આદર્શ દિવ્ય અવસ્થા છે. દેહની પણ ભગવાનના આવિર્ભાવ માટે ઉપયોગિતા છે. જૂના મત પ્રમાણે દેહની ઉપયોગિતા કેવળ તેનું મિથ્યાત્વ અનુભવવા જેટલી જ છે. આ યોગમાં તેવું નથી.

"દેહને જગત-કલ્યાણાર્થે અમર કરવો" એ વિચાર રા. .....એ જણાવ્યો એમાં જરૂર કાંઈક સત્ય છે. પરંતુ જે રૂપમાં એ રજૂ થયલો છે તે સત્ય નથી. અત્યારે જે અજ્ઞાનને વશ છે તે દેહને અમર કરવો એ વિચાર બાલિશ છે. દેહની સામાન્ય ચેતના અતિ પરિમિત હોઇ તેની ઉપયોગિતા કોઇ દિવ્યચેતનાની પ્રાપ્તિને અર્થે જ હોઈ શકે; અને એવી ચેતનાની પ્રાપ્તિ પછી તેની સાર્થકતા તે ચેતનાની ક્રિયાને ધારણ કરવામાં, તેને પ્રકટ કરવાને સહાયભૂત થવામાં અને દિવ્ય જ્ઞાન, શક્તિ વગેરેને દેહની સ્થૂલ ભૂમિકા સુધી ઉતારી લાવવામાં હોઇ શકે. બાકી અજ્ઞાનવશ દેહચેતના સાથે જો માનવને અમર કરવામાં આવે તો એના જેવી બીજી ભારે શિક્ષા તેને માટે ભાગ્યે જ કલ્પી શકાય. સદાને માટે પરિમિત ચેતનામાં પુરાઇ રહેવું એના કરતાં ભારે બીજી કયી શિક્ષા હોય? એટલે ભગવાનની ચેતનાની અભિવ્યક્તિમાં દેહના ઉપર આક્રમણ કરીને વ્યાધિ વગેરે અજ્ઞાનની શક્તિઓ તેનો અટકાવ કરે નહિ એટલી દેહની

કાળજી સાધકે ભગવાનને ખાતર લેવી જોઈએ. પોતાને ખાતર કે દેહનાં સુખોને ખાતર નહિ પરંતુ ભગવાનને કાર્ય કરવાના ઉપયોગી કરણ તરીકે સાધકે દેહને બચાવવાનો છે એટલું જ નહિ પરંતુ તેનું પણ રૂપાંતર કરવાનું છે. આ કાર્ય ભગવાનની દિવ્યચેતનાની મદદ વગર થઈ શકે નહિ એ સમજી શકાય તેવું છે. વળી શરીરને શરીર ખાતર ટકાવી રાખવાનું ન હોવાથી ભગવાનના કાર્યનો હેતુ સિદ્ધ થતાં શરીરનો ત્યાગ પણ સ્વેચ્છા — અથવા તો પ્રભુ ઇચ્છા — પૂર્વક થઈ શકે.

તા. ૬ : ૮ : '૩૫

*

## [ ૩૦ ]

**પ્રિય ભાઇ,**

**જગતમાં** અનેક કપરા અનુભવો સર્વને થાય છે. અકારણ નિંદા અને શુભાશયના ઉત્તરરૂપે આરોપો મળે છે. ઉપકારના બદલામાં અપકાર તો અનેક વેળા સાંપડે છે. આપણે જોવાનું અંતરમાં અને પ્રભુ પ્રત્યે. ત્યાં આપણે વિશુદ્ધ કે નિર્દોષ હોવાનો સંતોષ મેળવી શકીએ તો પછી બહારના જગતના અભિપ્રાય વિષે આપણે બેદરકાર કે ઉદાસીન રહી શકીએ છીએ. અલબત્ત, એમ કરવું સહેલું નથી જ. વિશ્વાસ અને પ્રેમ સંપાદન કરવામાં પણ આપણે નિરીચ્છ

થવું સારું છે. ઘણી આંતર સંપત્તિઓ આપણને નથી મળતી. તે કારણે આપણે શા માટે અસંતોષ માનવો? આપણો જે ઉપયોગ, જે રીતે, જે શક્તિઓ દ્વારા, ભગવાનને કરવો હોય, તેવો તે ભલે કરે. આપણે એવી વાંચ્છનાથી પણ મુક્ત થવું જોઇએ એમ મને લાગે છે. અલબત્ત આ બધું કરવું સહેલું નથી, પણ એક જગોએ શ્રીમાતાજીએ પ્રભુની પ્રાર્થનામાં કહ્યું છે, કે "હે જીવ! તું નિરાશ ન થા! જ્યારે તું અસંતોષમાં પડી દિલગીર થાય છે, જ્યારે તું સહન કરે છે, જ્યારે તું પ્રેમનો વિરહ સહન કરે છે, ત્યારે યાદ રાખ કે તારાં સૌ દુઃખોને બરાબર અનુભવનાર, તે દુઃખે દુઃખી એવો કોઇ તારી અંદર હાજર છે. તેણે તારાં જ દુઃખો પોતાનાં કરીને અનુભવ્યાં છે." અને એક દિવસ એવો આવે પણ, કદાચ, જ્યારે એ બધાનો બદલો વળી પણ રહે.

સ્નેહાધીન, **અંબુભાઇના**

તા. ૨૦ : ૧૧ : '૩૫ નમસ્કાર.

*

# હવે પછી

•

## કલામંદિર

કલાના વિષયની, આધ્યાત્મિક તેમજ આર્યસંસ્કૃતિની દૃષ્ટિએ
નિરૂપણ કરતું શ્રી. અંબાલાલ પુરાણીનું સ્વતંત્ર પુસ્તક.

•

## શ્રીઅરવિંદ અને તેમનું કાર્ય

શ્રીઅરવિંદના સ્થૂલ જીવનની ટૂંકી રૂપરેખા : પોંડિચેરીના
આશ્રમની ટૂંકી માહિતી : દર્શનાર્થે જનારને ઉપયોગી
સૂચનાઓ : કેટલીક મુલાકાતો : શ્રીઅરવિંદના
કાર્યની દિશા સૂચવનાર લેખો વગેરેનો સંગ્રહ.

•

## યોગસાધનાના પાયા

( ભાગ બીજો )

શ્રીઅરવિંદના 'Bases of Yoga'માંનાં નીચેનાં પ્રકરણો-
નો અનુવાદ : કામના – આહાર – જાતીયતા – સ્થૂલ-
ચેતના – અવચેતના – ઊંઘ – સ્વપ્ન અને માંદગી.

•

## પૂર્ણયોગની પરિભાષા

શ્રીઅરવિંદે વાપરેલા પારિભાષિક શબ્દો માટે યોજાયેલા
ગુજરાતી શબ્દો, તેમ જ ગુજરાતી શબ્દોના મૂળ
અંગ્રેજી શબ્દો અને કેટલાક ખાસ શબ્દોની
શ્રીઅરવિંદે આપેલી વ્યાખ્યાઓ સાથે

•

શ્રી અરવિંદ કાર્યાલય • આણંદ